"સખી ! તું ગભરાનહિ. જો ! આપણી માલતી નામની દાસીની સાથે રાજ્યવુંશીયને શોભે તેવાં વસ્ત્રાલંકાર મોકલાવી તેને આ બાગમાંજ બેસાડવી. સાથે એક સારો અશ્વ ઉત્તમ શણગાર સમેત મોકલીશું. એટલે જ્યાર કુંવર જાગૃત થશે ત્યારે તેમને આપણે મોકલેલ વસ્ત્ર અલંકાર તથા અશ્વ આપી. સ્વયંવરમાં આવવા રૂબરૂ આપણી આગ્રહ અરજ કરશે. બીજું સ્વયંવર મંડપમાં આપણે તેમના માટે એક બેઠક ગોઠવવી પડશે તેની તજવીજ હું પોતે કરાવીશ. હવે તું લખેલા આ કાગળમાં બેઠક સંબંધી સુચના લખી લે કે "એક રાજવંશીય" આ નામાભિધાનવાળી બેઠક પર આપ બીરાજજો. એટલે સૌ રાજા કુમારો પોતપોતાની બેઠક લેશે અને આ તારા મનથી માનેલ ભરથાર આપણી સંજ્ઞાવાળી બેઠકે બીરાજશે" વસંતબાળાએ સર્વોત્કૃષ્ટ સલાહ આપી.

મદનમંજરીએ પ્રવાસીની તલવારની મુઠે બાંધેલ કાગળ છોડી તેમાં વસંતબાળાના કહેવા મુજબ તાજા કલમ કરી લખી લીધું અને પાછો સુવર્ણ સાંકળીથી બાંધી તલવારે બાંધી દીધો. એટલે ત્રણે સખીએ ત્યાંથી ચાલતી થઈ. મદનમંજરીએ દેવાલયમાં જઈ શિવપાર્વતીની યથાવિધિ શોડષોપચારે પુજા કરી વારંવાર દંડવત્ પ્રણામ કરી બહાર આવી એટલે સઘળું મુગ્ધામંડળ ત્યાંથી પ્રભુ પદ ગાતું રાજમાર્ગને પંથે પડયું. રસ્તામાં ચાલતાં મદનમંજરી વારંવાર પાછું વાળી બાગ તરફ જોયા કરતી અને જ્યારે મદલેખા અગર વસંતબાળામાંથી કોઈ દેખી જતું ત્યારે માર્મિક મશ્કરી કરતી. એટલે મદનમંજરી મશ્કરીની બીકે પોતાના હાથ માંહેના પુજાના સુવર્ણ પાત્રમાંથી કોઇ પાત્રને જમીન ઉપર પડતું મુકીને પછી લેવાના મીસે પણ પાછું વાળીને બાગ તરફ જોવા ચુકતી નહિ. કેટલોક રસ્તો કાપતાં બાગ દેખાતો બંધ થયો એટલે મદનમંજરી પેલા પ્રવાસીના રૂપનું મનન કરતી, પ્રભુ પદ ગાતી સીધી નજરે પોતાના મહેલ તરફ ચાલી.



# પંચમ પરિચ્છેદ.

—xx—

## નિન્દ્રા કે જાગૃતિ.



ઉપવનમાંના જુઈના લત્તા મંડપમાં આવેલી એક ઓટક પર સુતેલો પેલો પ્રવાસી આશરે બીજા પહોરની અંતે જાગૃત થયો. સાવધ થઈ મંડપને જોવા લાગ્યો ત્યારે તેને જણાયું કે હું ધર્મશાળા જાણી આંહી સુતો હતો પરંતુ આ તો કોઈનો બાગ છે અને હું જે જગાએ સુતો હતો અને અત્યારે બેઠો છું તે આ બાગમાં ફરવા આવનારનું વિશ્રાન્તિ સ્થાન છે. અરે! મારા કંઠમાં આ મોગરા મિશ્રિત ગુલાબનો હાર ક્યાંથી? મારી પાઘડીમાંથી આ તાજાં પુષ્પ ક્યાંથી ખરે છે? અરે! મારી તલવારના મધ્ય ભાગમાં સૂવર્ણમય દોરીથી બાંધેલ શ્વેતામ્બર ક્યાંથી આવ્યું? તેનાં પર રક્ત છાંટણ ક્યાંથી પડયાં હશે? મને ભ્રાન્તિ તો નથી થતીને? હું ઉંઘમાં તો થાતોને? મને આ સ્વપ્ન છે કે સત્ય છે? આવા વિસ્મય સાથે તેણે પોતાની આંગળી દાંતવતી કચરી એટલે દુઃખ ઉપજ્યું ત્યારે જાણ્યું કે હું બરાબર જાગૃત છું સ્વપ્ન તો નથીજ. જો એમજ છે તો ગઈ કાલે હાન રેતી સમુદાયમાં મરણની તૈયારી પર પડેલો અને ઇશ્વર કૃપાર્થાતે દુઃખથી મુક્ત થઈ રાત્રીએ થાકથી લોથ પોથ થયેલો આંહી સુતેલે દરમીયાન આ ક્યાંથી અને શું થઈ ગયું. અરે! આંહી તાજું રુધિર ક્યાંથી પડ્યું હશે? મેં મારી તળવારે કાંઈ બાંધ્યું નથી છતાં એ કોણે અને ક્યારે બાંધ્યું હશે? શું પેલા એ મારા પ્રાણદાતાએ બાંધેલ હશે? અરે! મારો કટાર ક્યાં? હું આ શું જોઉં છું? દુઃખને લીધે પ્રમાદ તો નથી થયોને? શું મારો કટાર ઉંઘમાં પડી ગયો હશે? ના આટલી જગામાં નથી. અરે! હું ક્ષત્રિય છતાં મારા ઓજાર પણ કોઈ લઈ જાય ત્યાં સુધી મને ભાન ન રહે એ પણ આશ્ચર્યની વાત ગણાય; કટાર લઈ જનાર મને કેવો ગમાર ગણશે? આ શ્વેતામ્બરમાં તો લાલ અક્ષરે કાંઈક લખ્યું છે. આ મુદ્રિકા કોની હશે? હું વાંચું તો ખરો આ અંબરના કાગળમાં શું લખ્યું છે?

પેલા પ્રવાસીએ જ્યારે મદનમંજરીએ લખેલો કાગળ વાંચ્યો.

ત્યારે વાંચતાની સાથેજ સાનંદાશ્ચર્ય સાથે દીગ્મુઢ બની બકવા લાગ્યો. અરે ! આ કુંવરીની સ્થિતિ કેવી અને મારી હાલની હાલત કેવી છે? હું મેલો ઘેલો પ્રવાસી ક્યાં અને તે ચંદ્રવદની ક્યાં, ઇશ્વર ! તેં આવું કજોડું કેમ નિર્માણ કર્યું ? મારા કયા રૂપ ગુણમાં કુંવરીને તેં મોહિત બનાવી દીધી ? હે કુંવરી ! તું ઘેલી તો નથી બનીને ? તેં મને આટલા આગ્રહ પૂર્વક કંકોત્રી લખી, સ્વયંવરમાં મનેજ પતિ તરીકે કબુલવાને તૈયાર થઈ તો તારી મતિ જડ તો નથી થઇ ગઇને ? હું એક રંક મુસાફર તારો પતિ થવાને યોગ્ય છું ? ના કદી નહિ. હું મારા એક અશ્વનું પાલણ ન કરી શક્યો તો તારા જેવી બહોળા રાજ્યવાળીને રાજ્ય વૈભવ કેવી રીતે અને ક્યાંથી પુરા પાડી શકીશ ? તું મારા મંદભાગીની સાથે મંદભાગિની શા માટે થવા વિચાર રાખે છે ? મારા દુઃખે તું દુઃખી શા માટે થશે? હું એક સ્ત્રી પાસથી છુટયો તો આંહી મજબુત પાસમાં બંધીવાન થયો. હું જેનાથી ધાસ્તી રાખી દુર જવા માડું છું તે મારી નજીકજ આવ્યા કરે છે. પ્રભુ ! તારી ગતિનો જ્ઞાતા કોઈ છેજ નહિ. વિધિ બે ડગલાં આગળના આગળજ હોય છે. જો મદનમંજરીએ મને જાગૃત કર્યો હોત તો કેવું સારૂં થાત ? અરે ! ઇશ્વરી ગતિ ગહન છે. ભવિષ્યજ બળવત્તર છે. કે જેણે મારો કટાર લઈ લીધો, પુષ્પનો હાર ગળામાં નાંખ્યો, અને પત્ર મારી તલવારે બાંધ્યો. આટલી ક્રિયા થયાં છતાં હું જાગૃત થયો નહિ. મનુષ્યનું ધાર્યું યત્કિન્ચિત્ થઇ શકતું નથી. હે ઇશ્વર ! તેં કુંવરીની મતિ કેટલે દરજ્જે ભમાવી કે તેના સ્વયંવરાર્થે આવેલા રાજા રાણા, રાજકુંવરોમાંથી કોઈ પસંદ ન આવતાં આ મેલા મુસાફરને તેણે પસંદ કર્યો. અરે ! તે કુંવરીને ખબર નથી કે આ માણસને તો ભયંકર જંગલ પર્વત નદી નાળાં રૂપ રાજ્ય છે. તો આ રાજ્યનો ઉપયોગ તે શી રીતે કરી શકશે ? હે પ્રભુ ! મેં કદી તારો અપરાધ કર્યો હશે એમ ધાર, પણ આ નિરૂપરાધી અબળાને શા માટે દુ;ખ દેવા ધારે છે ? તું દયાળુ છો એમ સર્વે પોકારે છે તો તારી દયા ક્યાં જતી રહી ? ઠીક જેવી તારી ઇચ્છા તે પ્રમાણે વશ થવું એ સર્વ પ્રાણીનો ધર્મ છે. હવે શું થાય છે તે જોઉં. ચંપાનગરીના નરેન્દ્રની આજ્ઞા ભંગ કરી આંહી આવ્યો તો હવે આ વખતે લાઈલાજે સ્વયંવરમાં જવુંજ જોશે નહિ તો સ્ત્રી હત્યાનું મહાન્ પાપ શિર પર ચડશે. ખરેખર આ કુંવરી ક્ષત્રિ-

ચાણીના ધર્મને સારી રીતે પીછાણનાર અને વીરપતિ–વીરમાતા થવાને યોગ્યજ છે એ તેનાં આ પત્ર ઉપરથી જણાઈ આવે છે.

હું સ્વયંવરમાં તો જઇશ પરંતુ આવા મેલાં અને ફાટયાં ટુટયાં કપડાના વેશે જઈ, મારા માટે તૈયાર કરાવેલી સુશોભિત બેઠકને લજવવી ? ના તેમ તો કેમજ બને ! આ મુક્તાહારને બજારમાં વેચી તે વડે સારાં વસ્ત્ર તૈયાર કરાવવાં અને તે પહેરી મંડપમાં જવું. અરે ! હવે કપડાં તૈયાર કરાવવા જેટલો વખત કયાં છે ? ઠીક જેમ પરમાત્માની મરજી તે પ્રમાણે બની જશે. હા ! હા ! આવા કપડાંથી જ જવું એટલે બીજા રાણા રાજા મહારાજાઓની સરખામણીએ હું મદનમંજરીના ધ્યાનમાં હલકો ગણાઉં અને આ બાગમાં ઉપજેલ મોહ નષ્ટ થઇ બીજા કોઇને વરમાળા આરોપે. આંહીઆં એકાન્તના સહવાસેજ તેને મારા પ્રત્યે મોહ ઉપજ્યો છે તે આપોઆપ છુટી જશે અને આપણે પણ મુક્ત થઇશું. આવા વિચારથી પ્રવાસીનું અંતઃકરણ જરા આનંદ યુક્ત થયું એમ તેના મોંઢાના ચ્હેરા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું.

લત્તા મંડપની બેઠકમાંથી ઉઠી પ્રવાસી બાગમાં ફરવા લાગ્યો. વૃક્ષો, છોડ તથા ફુલ ઝાડો જોઈ પ્રવાસીનું મન આનંદીત થવા લાગ્યું. આહા ! આ મોગરાનાં છોડ પુષ્પના ઝુમખાંથી કેવાં લચી ગયાં છે ? મગી કેવી બ્હેકી રહી છે, અરેઠી, નાળીએરી લવંગનાં વૃક્ષો કેવાં શોભી રહ્યાં છે, નેતરના વૃક્ષો તો નીચા નમી જાણે બાગમાં આવનારને આવકાર આપતાં હોયની ? આ અરણીનાં પુષ્પ ચંએલી જેવાં સુવાસિત છે, સોપારી, ફાલસી, ખજુરનાં તો જાણે ક્ષેત્રજ હોયની, આંબાની શાખો કેવી સુંદર જણાય છે, આ કમળ અને કુમુદના ફુલના વેલાનો મંડપ કેવો ખીલી રહ્યો જણાય છે, આહા ! શો શીતળ પવન વાય છે, કદળીનાં વૃક્ષો કેવાં દેદિપ્યમાન જણાય છે, આ ઉપવને નંદનવનની શોભા ધારણ કરી જણાય છે. અરે ! આ અતિ મનોહર પવનથી ઉછળતા જળતરંગવાળું લલિત સરોવર પણ આ બાગમાં છે ને શું ! તેની અંદરના કમળો દેવ પુજાર્થે અનેક વખત ચુંટાયલા જણાય છે તેનું અમ્રત સમાન મીઠું જળ અંતઃપુરની

કામિનીઓએ વારંવાર પીધું હશે. આ સરોવરના કાંઠાની આરસ શીલાઓ તથા ઘાટની પગથીઓ સરોવરને શી શોભા આપે છે! આહા! આ કાંઠાની નજીક ચંદન વૃક્ષની સુવાસિત અને શીતળ ઘટા, કેવો આનંદ આપે છે? આ વખતે આ પ્રવાસી જાણે પોતાનાં સર્વે દુઃખને ભુલી જઈ પોતાનાંજ ઉપવનમાં ફરતો હોય તેમ આનંદથી ફરવા લાગ્યો.

સરોવરના ઉત્તર ઘાટ તરફ ચાલતાં તે ઘાટ નજીક સ્નાન કરવા આવેલ સુંદરીઓના ભીના પગની પંક્તિઓ જણાતી હતી; કોઈ સ્થળે જમીન ઉપર કુંમકુમ, અક્ષત પુષ્પ પડી ગયેલાં જણાતાં હતાં; તે સૂચવતાં હતાં કે સ્નાન કરીને ગયેલી કોઇ મદનમંજરી–કામિનીની દેવારાધનાની પુજા સામગ્રી ઉતાવળમાં ઢોળાઈ ગઇ છે. તેથી નજીકમાં જ દેવમંદિર હોવું જોઇએ. આપણો પ્રવાસી પણ તે ઘાટમાં ઉતરી સ્નાન ધ્યાન કરી દેવમંદિર જોવા બાગમાં ફરવા લાગ્યો.

થોડે દુર ચાલતાં શ્વેત પ્રભાથી આખા દેશને ધવલ કરતી ધ્વજા સહિત મહાદેવનું દેવાલય દીઠું. તેની આજુ બાજુ પક્ષીઓના કુંજનથી રમણિય લાગતાં લીલા વૃક્ષો આવી રહ્યાં હતાં; આમ્ર ઘટાની શાખોને ઉન્મત્ત કોકીલાઓએ કરડી ખાધેલી અને વિકાશીત કળીઓ ઉપર ભોગી ભ્રમરોના ટોળાં ગુંજાર કરતાં હતાં; મરીના છોડના અંકુરને ચકોર પક્ષીઓ પોતપોતાની ચાંચવડે ચાખતાં હતાં; ચંપક પરાગથી પીળાં થયેલાં ચાતક પક્ષીઓ પીંપળી ફળ ખાતાં હતાં; દાડમડીમાં ચકલીઓ ચીંચીંકારી કરી રહી હતી; તે વૃક્ષોનાં પુષ્પ કપોતની અન્યોઅન્ય લડાઇથી પાંખો વડે ખરી પડયાં હતાં; સેંકડો સુક મેનાઓ પોતાનાં મુખ તથા નખાગ્ર વડે અસંખ્ય ફળોને કડકા કરી જમીન પર નાંખતાં હતાં; પવનની લ્હેરથી કંપનાર કદળી પત્ર તે જગાએ પંખાનું કામ સારતાં હતાં; નાળીયેરી, સોપારી, ખજુરી ઉપર મદથી ટોકા કરતી મયૂરીનો મધુર રવ નીકળતો હતો; આવા વૃક્ષોના મધ્ય ભાગે ઉત્તમ નકશીએ સુશોભિત શિવાલયમાં સર્વ શરીર પરાગમય થયેલા અને આમતેમ આવતી કેવડાની અંદરની રજથી ધુસર થયેલા પેલા પ્રવાસીએ પ્રવેશ કર્યો. તો સચરાચર ભગવાન્ મહેશ્વરનું નિર્મલ મુકતા શિલાથી ઘડેલું પંચમુખી લિંગ જોયું અને તે પર તરત ચુંટેલા કમળ પુષ્પો ચડાવેલા, કેસરી ચંદનનું ત્રિપુંડ કરી અક્ષત્ અબીલ ગલાલ તથા બીલીપત્ર ચડાવેલ હતાં; અને ધુપદીપ દૈવેદથી ષોડ્ષો-

પચારે કોઇએ તાજીજ પુજા કરેલી હોવાથી શોભામાં અધિક વૃદ્ધિ પામનાર શિવલિંગને પેલા પ્રવાસીએ નીરખીને દર્શન કર્યાં પછી ગદ-ગદીત સ્વરે સ્તુતિ કરી પ્રદક્ષિણા કરી, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ત્યાંથી બાગના દરવાજા તરફ વળ્યો.

દરવાજાના મુખ તરફ આવતાં સ્વરુપને લીધે રતિને પણ લજા-વનાર એક લલનાને હાથમાં શ્વેત રૂમાલથી બાંધેલાં પોટકા સહિત જોઇ, તેને જોતાંજ પ્રવાસી વિચાર કરવા લાગ્યો કે શું આ પોતેજ મારી પત્નિ થવાને ઉમેદ ધરાવનાર મદનમંજરી હશે? આણેજ પો-તાની આંગળી કાપી તેના રુધિરવડે મને કંકોત્રી રૂપ પત્ર લખ્યો હશે? આમ વિચાર કરતો દ્વાર તરફ ચાલ્યો એટલે પેલી સ્ત્રીએ પ્રવાસી તરફ આવી નમન કર્યું. અને પછી પેલી પોટકીને છોડતાં પ્રવાસીને કહ્યું "કુંવરસાહેબ! આપના માટે મારાં બાઇશ્રીએ આ પોષાક તથા આભુ ષણ મોકલ્યાં છે તે અંગીકાર કરો અને તે ધારણ કરી આ બાંધેલા અશ્વ પર સ્વાર થઇ સ્વયંવર મંડપમાં વહેલા પધારશો. હવે રાજા રાજકુંવરોથી સભા ભરાવા લાગી છે. આપને માટે બેઠક તૈયાર થઇ ગઇ છે. આ સામો દરવાજો દેખાય તે દરવાજેથી પુરમાં પ્રવેશ કરી સીધે રસ્તે આવશો એટલે રાજ્યદ્વાર દ્રષ્ટિગોચર થશે. મારે ઘણું કામ છે માટે મહેરબાની કરી મને જવાની આજ્ઞા આપો."

"હે દાસી! તું તારી બાઇને મારી વતી વિનવ કે હું એક સાધારણ સ્થિતિવાળો ક્ષત્રિય છું. અને તું એક મહાન્ રાજાની કુંવરી છો તો એક રખડતો રઝળતો આ મુસાફર ક્યાં અને તું જે ભવિ-ષ્યમાં એક મહાન્ રાણીપદને પામવાવાળી હાલની કુંવરી ક્યાં! માટે તારો હાલનો વિચાર સર્વથા છોડી દઇ બીજા કોઇ તારા લાયક રાજ-કુંવર અગર રાજાને શોધી પરણી સુખી થા." પ્રવાસીએ દાસીને કહ્યું.

"કુંવર સાહેબ! મને તો મારાં બાઇએ આપને આ વસ્ત્રો આપવા મોકલેલ છે વિશેષમાં ભલામણ કરી છે કે કુંવર સાહેબને આગ્રહથી મારી વતી અરજ કરજે કે સ્વયંવરમાં વ્હેલા પધારો. નહિ તો પસ્તાવો થશે. આમ કહ્યું છે. આપ આવો ઉલટો સંદેશો કહાવો છો તો બપૈયાને મેહ નહીં આવતાં જે દશા થાય, કમલિની ચંદ્રને ન દેખતાં જેવી જણાય તેવી મારી બાઇની હાલત થયાં ઉપરાંત નક્કી

પ્રાણઘાત કરી આપને મહાન્ હત્યા ચોંટાડશે." દાસીએ કાંઇક પોતા તરફથી અને કાંઇક મદનમંજરી તરફથી વિવેચન કર્યું.

"ઠીક. ત્યારે હું સ્વયંવરમાં જરૂર આવીશ. લે આ અલંકાર લઇ જા હું હમેશને માટે આ મારી પાસેના અલંકારજ ધારણ કરૂં છું. હવે તું ખુશીથી જા. અને તારા સોંપાયલા કામમાં પ્રવૃત્ત થા." પ્રવાસીએ દાસીને રજા આપી.

## ષષ્ઠ પરિચ્છેદ.



### સ્વયંવર મંડપમાં.



પેલી દાસીએ આપેલાં કપડાં પ્રવાસીએ પહેરી લીધાં આ વખતે તેનો અસલ રાજવંશીય ચળકાટ બહાર પડતો જણાઇ આવતો હતો. તેનું સૂવર્ણના પટ્ટ જેવું નિર્મલ અને વિશાળ કપાળ ભવ્ય દીસતું હતું; તેની સમસુ વૃત્ત અને ઉંચી નસિકા તેના ગૈર ચ્હેરાને અધિક શોભાવતી હતી; દિશાઓ રૂપી વારાંગ્નાઓ અને ખૂણા રૂપી ભૃત્ય વર્ગ સમેત અશ્વારુઢ થઇ રત્નાકરપુરના દરવાજા તરફ ચાલવા લાગ્યો. શહેરની બાંધણીની રચના જોતો; બીજા રાજાઓ અને રાજકુંમારોની રસ્તે ચાલતાં ચાલતાં થતી ગોષ્ટી પર ધ્યાન આપતો; ઇશ્વરી શક્તિનું મનન કરતો; રાજ્યદ્વાર તરફ ચાલતા અસંખ્ય રથ ઘોડાના પ્રવાહ સાથે પોતે પણ ભળી જઇ; રાજદ્વાર નજીક જઇ પહોંચ્યો ત્યારે રત્નાકરપુરના મહારાજાના કોઇ અનુચરે તેનો અશ્વ લઇ લીધો એટલે પોતે સ્વયંવર મંડપમાં પેઠો ત્યાં "એક રાજવંશીય" એ નામાંકિત સૂવર્ણમય સિંહાસન ઉપર બેઠો.

દુરથી પ્રવાસીને આવતો જોઇ મદનમંજરીની સખી વસંતબાળા તેને વધામણી દેવા દોડી ત્યારે કુંવરીએ હર્ષોદ્દ્ગાર સાથે પુછ્યું શું પધાર્યા? બેન! મને બતાવ તો ખરી કેટલે દુર છે? ક્યાં ચાલ્યા આવે છે? એટલે વસંતબાળાએ તેને મહેલના ઝરૂખા નજીક લઇ જઇ આંગળીની ઇસારતવતી તેના પ્યારા ભરથારને બતાવ્યો. જ્યારે પોતાની ચંચળ કીકીવાળાં નેત્ર પ્રવાસીને મદનમંજરીએ જોયો ત્યારે

તરત પકડેલી હાથણીના જેવા ઉરૂસ્તંભથી વિધૃત એ પરવશ વરારોહા અંગચેષ્ટા કરતી કરતી ઉતાવળમાં ખસી ગયેલા ઉત્તરિય વસ્ત્રને બદલે હારકીરણથી છાતીને ઢાંકતી જતી, મણિસ્તંભ ઉપર મૂકેલા વામ કરતલને લીધે પોતાની પ્રતિમા પાસે જાણે હાથનો ટેકો માગતી, છૂટા કેશનો અંબોડો વાળતાં થાકી જઇને વળેલ સ્વેદ જળથી ભીના થયેલા જમણા હાથ વડે જાણે તે જળ લઇને પોતાનું દાન કરતી હોય તેમ વિમળ વનિતા પોતાના ખાવિંદનું અવલોકન કરવા લાગી. જ્યારે પ્રવાસી દેખાતો બંધ થયો ત્યારે તેના મુખ ઉપરજ દીર્ઘ માનસિક દ્રષ્ટિએ આકૃષ્ઠ થતી પોતાના દીવાનખાનામાં પાછી શણગાર સજવા મંડી.

રત્નાકરપુર શહેરના મહારાજાએ સ્વયંવરના આગલે દિવસે સારા શહેરમાં પડો વજડાવ્યો હતો કે "રાજા, રાજપુત્રો અને શહેરના મુખ્ય મુખ્ય નાગરિકો સ્વયંવર મંડપમાં આવતી કાલે પધારશો." આથી સઘળા રાજા રાજકુંવરોએ આખી રાત્રીના ઉજાગરાએ વસ્ત્રાલંકાર પહેરતાં વ્યતિત કરી. કેટલાએક પોતાનો એક ડ્રેસ પહેરી આયનામાં જોઇ થોડી ખામી જણાતી તો તરત બદલી નાંખી બીજો ડ્રેસ પહેરતા; કોઇ તો પોતાના નોકર ચાકરોને પોતાના રૂપ વિષે પૂછી, જવાબમાં હાજીહાનો પોકાર થતાં અંતઃકરણ પ્રફુલ્લ કરી નક્કી માની લેતા કે સુશીલતા, સુંદરતા અને સુકોમળતા આદિ સદ્દગુણોથી વિભૂષિત લલિત–વિમળ વનિતા મનેજ વરશે. આમ ધારી બ્રાહ્મણ વર્ગને દાન દેતા હતા; વાણંદ પાસે કોઇ ફકટ રાજકુમારો પોતાના શરીરના વાળ વ્યવસ્થિત કપાવતા હતા; જ્યારે પોતાના ધાર્યા કરતાં કોઇ જગ્યાએ ન્યુનાધિક વાળ કપાઇ જતા ત્યારે વાણંદના પર અતિ કોપીત દ્રષ્ટિએ તેનો તિરસ્કાર કરતા. કોઇ પાંચ પાંચ છ છ કુમારોની મંડળી મળી પોતાનું ઐશ્વર્ય, રૂપનું બ્યાન કરી કુંવરીને વરવા સંબંધી પોતાનો હક્ક જાહેર કરતા. ત્યારે કોઇ પોતાના અંતઃકરણમાં ગ્લાની ઇર્ષા પામતા હતા. આવી રીતે સજ થઇ આવતા દિવસની રાહ જોતા રાજકુંવરો સવારથીજ પોતાના અશ્વોને તૈયાર કરી કોઈ જીન સ્વારીએ તો કોઇ રથમાં બેશી રાજમાર્ગને પંથ પડ્યા. શહેરના આ જાહેર રસ્તા ઉપર અત્યારે એટલી ગરદી થતી આવતી હતી કે પુરવાસીઓને બીજા કામસર આવવું જવું હોય તો જઇ શકાતું નહિ. પાણીનો પ્રવાહ તુટ પડ્યા સિવાય જેમ વહ્યો જાય તેમ અશ્વોની લાઇન ચાલી જતી

હતી, રથોના પૈડાં એક બીજાના રથમાં ભરાવાથી ભાંગી તુટી જતાં ત્યારે તે રથમાં બેઠેલ રાજા પોતાના સારથી પર ગુસ્સે થઈ અશ્વારુઢ થતો, પછવાડાના રથના સારથી તે રથના સારથીને પોતાનો રથ દુર લઈ જઈ રસ્તો ખુલ્લો કરવા હાક મારતા હતા, રસ્તામાં ઘણાં માણસોનાં અવર જવર તથા ઘોડા અને ગાડાઓના ચલનથી રસ્તાની રજ નભ તરફ છવાઈ જઈ સૂર્યાસ્તનો ભાસ બતાવતી હતી; ઢોલ નગારાં નોબત શરણાઈ બેન્ડો અને લોકોના કોલાહલથી શોરબકોર થઈ રહ્યો હતો. રત્નાકરપુર શહેરના રાજા વિજયસિંહના દ્વારપાળો નીચા નમી નમી દ્વારમાં જતા આવતા રાજા રાજકુમારોને માન આપતા હતા. સભામંડપમાં બેઠા પછી પોતપોતાના નામાંકિત બેઠક સૌ કોઈ રાજા લેતા હતા; રાજા વિજયસિંહના બંદિજનો મંડપમાં યશોગાન્ કરી રહ્યા હતા; લાવણ્યમય મનોહર વારાંગનાઓ ગાયન સાથે નૃત્ય કરી રહી હતી; સભામાં જે જે રાજા અને રાજકુંવરો આવે છે તેને રાજા વિજયસિંહ તેઓની યોગ્યતા મુજબ માન આપતો જાય છે; સર્વ કોઈ પોતપોતાના હૃદયમાં ધારે છે કે રાજપુત્રી મને વરમાળા આરોપશે; હું શું ઓછો રૂપાળો છું? આમ મનથી ખ્યાલ કરી મૂછ આંનળતો પોતાના રૂપની અધિક શોભા સમજતો, કોઇ રાજકુમાર બીજા તરફ તીરસ્કાર લાગણીએ જુએછે, કેટલાએક પોતાના કુળનો ફાંકો ધરાવે છે, કેટલાક પોતાના રાજ્ય વૈભવ-બહોળા રાજ વિસ્તાર અને અખુટ લક્ષ્મીને લીધે ધારીજ બેઠા છે કે અમોને જ વરમાળા આરોપશે; કોઈ ફકટ-અકડ રાજકુમાર પોતાના શિરપરના મુગુટને આમતેમ ફેરવી પોતાની ઇચ્છા મુજબ વ્યવસ્થિત ગોઠવે છે અને બીજાને પુછી ખાત્રી કરે છે કે હવે બરાબર ગોઠવાઇ રહ્યો, કેટલાક પોતે પહેરેલ ઉરબ્બી ધાટથી શીલાઇ કરાવેલ પાયજામાના નીચેના ભાગને કરચડીઓ પાડી તે ઉપર સુવર્ણ સાંકળું બરાબર દેખાય તેમ રાખે છે. કોઇ કોઇએ તો પોતાની જન્મોત્રી, પ્રશ્નોત્રી જોશીઓ પાસે જોવરાવી હતી, અને જોશીઓના કહેવા ઉપરથી નક્કી ધારીને બેઠા હતા કે આ રાજબાળા તો આપણીજ પત્નિ થશે. આવા વિચાર કરતા રાજા રાજકુંવરોનાં મધ્ય ભાગે બેઠેલ પેલો પ્રવાસી કોઇની સાથે વાતચીત કર્યા સિવાય અપરિચિત રાજા રાજકુંવરીના

ચાળાને લીધે તથા અંદર અંદરની થતી ગોષ્ટીને લીધે અંતઃકરણમાં હસતો ગ્લાની પામતો ઇશ્વરી ગહન શક્તિનું અવલોકન કરતો સાધારણ આભુષણે મધ્યમ પોશાકે પણ કુદરતી રૂપ સૌન્દર્યે સૌથી આગળ પડતો ભાગ લઈ ચુપચુપ બેઠો છે.

પ્રભુ ! જે માણસને આ કુંવરી વરવાની યતિંકચિત ઇચ્છા નથી તેનેજ વરમાળા રોપણ થશે અને જેઓ લાંબો પ્રવાસ કરી ઘણી ધામધુમથી પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી વરવાની ઇચ્છાએ આવેલ છે તેમાંના કોઇને ન વરતાં સર્વને નાસીપાસ કરશે એ પણ તારી કુદરતની બલિહારજ ગણાય.

જ્યારે સભામંડપની સર્વે બેઠક સભાસદોથી ભરાઈ ગઈ ત્યારે વિજયસિંહ મહારાજાના પુરોહિતે સભા મધ્યમાં આવી મોટે સાદે પોકારી કહ્યું "શુરવીર રાજા-રાજપુત્રો અને પુરવાસીઓ સાંભળો. અમારા મહારાજાનાં કુંવરી નામે મદનમંજરી યોગ્ય વયનાં થતાં યોગ્ય વર શોધવા સારૂ આ સ્વયંવર મંડપ રચાવ્યો છે તેમાં કુંવરી આંહી આવીને જેને પસંદ કરી વરમાળા પહેરાવશે તેની સાથે કુંવરીનો સંબંધ અમારા મહારાજા યથાવિધિએ જોડશે." જ્યારે પુરોહિત આવી રીતે બોલીને પોતાની મુકરર કરેલી જગોએ બેશી ગયો ત્યારે સભામંડપમાં શાન્તિ ફેલાઇ ગઇ. અને સર્વેની દ્રષ્ટિ જે સ્થળેથી રાજકુંવરી આવવાની હતી તે રસ્તાપર વગર નિમેષે ચોંટી.

અતિ ગંભીર આકૃતિવાળી; કિંચિત્ કિંચિત્ બહાર પડતો યૌવન પ્રકાશવાળી; જેને રક્તવસ્ત્રથી કોમળ શરીરને આચ્છાદન કર્યું હતું, તેથી તે સૂર્ય સહિત પૂર્વ દિશા હોય તેવી શોભતી; અખિલ ભવનને પુરી નાંખતી; તેના શરીરની સુગંધી બ્હેક બ્હેક થઇ રહ્યાથી તેના વાંસા પર ગુંથેલી પણ છુટી પડી ગયેલી વેણી તે જાણે તેના શરીર રૂપી ચંદન વૃક્ષ પર વાસ લેવાને મણિધર ચડયો હોય એમ આભાસ થતો હતો; તેની સભામંડપમાં ફરતી મીન અને મૃગ સમાન આંખની અણી એટલી લાંબી હતી કે તેની તીણી અણીએ કાન વીંધી નાંખ્યાં હોય એમ જણાતું હતું, તેના હાવભાવથી તેની શોભામાં વધારો થતો હતો; તેના યુગ્ન ગાલનો રંગ નારંગી સમાન; કાનની અકોટી સૂર્ય ચંદ્ર સમાન પ્રકાશવાળી હતી; હોઠ પરવાળા જેવા દાંત સોનાની રેખાઓ સમાન અને તેના પોપટ જેવા નાકમાં મોરાકારવાળી

અધિક શોભતી હતી; તેના સરોવર સમાન ઉદર ઉપર ટીંગાતાં આભુ-ષણ કમલ સમાન અને નાભીની પાસેના કંદોરાની ઘુઘરીનો ઝણ-ઝણાટ હંસના બચ્ચાં સમાન થતો હતો; તેનાં સ્તન એ ઉદર સરોવર ઉપરના બે ટોડા સમાન અને તેનું ઉર મંડળ તે ઉદરનો ઓવારો હતો; તેના શરીરનો વર્ણ અને જુવાનીની લ્હેરો એવાં છે કે તે જોતાં મન કદી ધરાયજ નહિ; તેના સૌંદર્ય રૂપી અમ્રતમાં રહીએ તો ભુખ તરશ કાંઈ જણાયજ નહિ; કટિની નીચેના તેના ચરણની ગતિ ગજની સમાન હોવાથી વેણીનો ગોફણો કદળી પત્ર જેવા વાંસા ઉપર પડેલો છે તેનો પ્રહાર થવાથી ગતિ રૂપ ગજની પુંઠે કટી રૂપી સિંહ લાગ્યો હોય એવું જણાય છે; તેની કમળ જેવી આંખની આસપાસ પાંપણો રૂપી ભ્રમરો ભમ્યા કરતાં હોય તેવા શોભે છે; આવી કાદમ્બરી અગર દમયંતીની શોભાથી અધિક સ્વરૂપ વતી મદનમંજરી પોતાની વસંત-બાળા અને મદલેખા નામની બે સખીઓની મધ્ય ભાગે મંદ મંદ ગતિએ સ્વયંવર મંડપમાં આવવા લાગી. તેને રાજા-રાજપુત્રો નાગ-રીકો અને આપણા પ્રવાસીએ જોઇ એટલે સર્વ મોહ રૂપ મદિરા પીને મૂર્ચ્છા ખાઇ ગયા. મદનમંજરીએ લજ્જાને લીધે નીચું મુખ રાખી વક્ર દ્રષ્ટિએ રાજાઓનું અવલોકન કર્યું અને હાથમાંની વરમાળા ઝુલા-વતી તે ગજગામીનિ એ પ્રવાસી નજીક જઇ પહોંચી મદનમંજરી જે જે રાજા અથવા રાજકુંવર પાસે થઇને નીકળતી તે તેઓના અંતઃકરણમાં ધારી લેતા કે હમણા મનેજ વરમાળા આરોપશે. પરંતુ જ્યારે તેઓની બેઠક છોડી ચાલી જતી ત્યારે નીરાશ થઇ પાછા બેઠક ઉપર નિશ્વાસ સાથે નીચું નમાવેલું મસ્તક સીધું કરી બેસતા.

મદનમંજરીએ ઘણા આનંદ પૂર્વક પોતાના મનથી માનેલ પતિને સઘળા સમક્ષ વરમાળા આરોપણ કરી એટલે તરત જયજયકારના શબ્દો થવા લાગ્યા, બ્રાહ્મણો વેદોચ્ચાર કરવા લાગ્યા; બેન્ડ, સતાર, નગારાં, ત્રાંસા, દુંદભી વાગવાં લાગ્યાં. અને રાજ્યની દાસીઓ માંગ-લિક ગીતો ગાઇ સર્વનું મનરંજન કરવા લાગી, રાજા વિજયસિંહે ઘણાં હર્ષ સાથે પોતાની કન્યાનું દાન પેલા પ્રવાસીને કર્યું આવેલા રાજા રાજકુંમારોએ પણ આ શુભ પ્રસંગમાં ભાગ લીધો અને વિવાહ પત્યા પછી સર્વ પોતપોતાનાં રાજ્યમાં જવા લાગ્યા. પ્રવાસી અને મદનમંજરી દંપતી સ્નેહથી ધર્મ વિધિએ બંધાયાં રાત્રીએ મદનમં-

જરીના મહેલમાં પ્રવાસી ગયો. અને બીછાવેલી મૃદુ શય્યા ઉપર બેઠો. એટલે જેનાં નેત્રો કમળ સમાન, જેની નાસિકાનાં રંધ્રો ક્ષુદ્ર, જેનાં સ્તનો ઉન્નત અને પુષ્ટ, જેનો કેશકલાપ વિશાળ અને લંબ જેની ગતિ મૃદુ અને મંદ, જે ગીત અને નૃત્યમાં અનુરક્ત એવી પદ્મિનિ સમાન. સર્વાંગ કાયા સુંદર ગૌર તથા મનોહર અને શરીરમાંથી પદ્મ સમાન થતો સૌગંધ્યનો આભિર્વાવ એવાં સર્વ સર્વોત્કૃષ્ટ લક્ષણોએ વિભુષિત મદનમંજરીને પોતાના સામે સંપુટ રૂપ બંને હાથ જોડીને ઉભેલી જોઇ ત્યારે અત્યાર સુધી સ્ત્રીને માટે પોતાનો જે નષ્ટ વિચાર હતો તે શ્રેષ્ઠ વિચાર પ્રદિપ્ત થયો અને મદનમંજરીને આનંદ યુક્ત વાણીએ ઘટતો જવાબ આપી પોતાની પાસે એકજ શય્યા ઉપર આવવા આજ્ઞા આપી.

"પ્રીયેશ! અવિનયને માટે માફ કરશો. મારી સખીના અને મારા સંવાદની પૂર્ણાહુતીને લીધેજ અરજ કરૂં છું કે આપનું રાજ્ય ક્યાં છે? આપના પિતા માતા–ભ્રાતા–બેનનું નામ શું? મારે બાજી બેનો છે કે કેમ?" મદનમંજરીએ ઘણાંજ નમ્ર અવાજે અરજ કરી પ્રવાસીને પૂછ્યું.

"પ્રીયે! પાણી પીધા પછી ઘર પુછવાથી શો લાભ? જો પુછવું જ હતુ તો બાગમાં અવકાશ નહોતો? હવે ખાત્રી કરવી એ ઉચ્ચિત છે?" પ્રવાસીએ જવાબ ન દેતાં પ્રશ્ન કર્યો.

"હૃદયવલ્લભ! મેં તો આપની પરીક્ષા પહેલેથીજ કરી છે. ક્ષત્રિયાણી પરીક્ષા કર્યા સિવાય વર વરતી નથી એ નક્કી ધારવું પરંતુ મારી બે સખીઓ મારી પરીક્ષામાં થોડો આક્ષેપ દર્શાવે છે. તેથીજ આપને અરજ કરતી હતી મારે જે જાણવાનું હતું તે તો મેં પ્રથમ-થીજ જાણી લીધું છે પાણી પીધા પહેલાંજ ઘર પુછ્યું છે." મદન-મંજરીએ થોડી કરડાઇમાં સભ્યતાથી જવાબ વાળ્યો.

"પ્રીયે! હું એક ઉત્તમ ક્ષત્રિય કુળોત્પન્ન છું. અને હાલમાં મનસ્વી રાજ્યમાં ફરવા નીકળ્યો છું. તે રાજ્યની પ્રદક્ષિણા ક્યારે થઇ રહેશે એ ઇશ્વરાધિન છે. પ્રવાસીએ જવાબ દઈ નિઃશ્વાસ નાંખ્યો.

"નાથ! આપના ચ્હેરા ઉપરથી જણાય છે કે કોઈ આપ્તને લીધે રાજ્ય છોડી દેશાટન કરો છો. જો તેમ હોય તો મારા પિતાનો

વિચાર પહેલેથીજ એવો છે કે આપને રાજ્યાધિકાર સોંપી પોતાને વાનપ્રસ્થાશ્રમી થવું. તેથી આપજ આ રાજ્યના માલિક થશો. એટલે પછી દેશાટન કરવાને કાંઈ જરૂર રહેશે નહિ. હવે આપ પોઢી જાઓ રાત્રી ઘણી વ્યતિત થઈ ગઈ છે" આમ બોલી મદનમંજરી પોતાના સ્વામિનાથના ચરણ તળાંસવા લાગી. થોડી વારે પ્રવાસી નિન્દ્રાદેવીની પાસમાં સપડાયો એટલે મદનમંજરી પણ તેની સાથેજ નિન્દ્રાને આવકાર દેવા પલંગ પર સુતી.

---

## સપ્તમ પરિચ્છેદ.

### દંપતી સ્વપ્ન.



ચક્રવાકના મિત્ર ભગવાન સૂર્ય દેવતા જ્યારે અસ્ત અને તેથી પશ્ચિમ દિશાનું મુખ લાલચોળ થવ માંડયું; કમળવન ઝાંખા થવાં લાગ્યાં; પૂર્વ દિશાનો રંગ ઝાંખો થઈ કાળો પડવા માંડયો; અને સર્વ જીવ લોકમાં જ્યારે પાતાલ પંક જેવો મલિન અંધકાર મહા પ્રલયકાળના સમુદ્રજલના પુરની માફક પ્રસરવા લાગ્યો; અત્યારનો વખત દશ વાગ્યાને સુમારેનો હતો ત્યાર પછી ચંદ્રોદય સમય પાસે આવવાથી થોડા થોડા પ્રકાશ વડે પૂર્વ દિશા ધૂસર બનવા લાગી; ઇન્દુ પ્રકાશને લીધે પૂર્વ દિગન્તર, શશિ સિંહના હાથ નખરથી ભેદાઈ અંધકાર રૂપી ગજ ગંડસ્થળમાંથી નીકળેલા જાણે મોતીના ભૂકાથી શ્વેત થઈ જતું હોય; અને સમુદ્ર જળ તરંગને કંપાવતા પવને ઉડાડેલી રેતીના કિનારાની ધૂળથી જાણે ધોળું થતું હોય એવું દેખાયું. ચંદ્રદર્શન થવાથી મંદ મંદ સ્મીત કરતી નિશાની દંતઃ પ્રભા જેવી ચદ્રિકા તેના મુખને શોભાવવા લાગી, ત્યાર પછી રસાતલ પૃથ્વી ફાડીને બહાર નીકળતા શેષના ફણા મંડળ જેવાં ચંદ્રબિમ્બથી રજની પ્રકાશવા લાગી ત્યારે એક ભવ્ય કનકાવતી નગરીમાં મધ્યસ્થ આવેલી એક દેદિપ્યમાન સુંદર મહાલયના પ્રાસાદ તલમાં જરીયની શય્યા

બીછાવી તેના ઉપર એક ચાલીશેક વર્ષની ઉમ્મરે પહોંચેલ પુરૂષ અને પાંત્રીશેક વર્ષની પૌઢાવસ્થાએ આવેલી સુંદરી બેઠાં હતાં. અને રાત્રિ સુખનું આરાધન કરી પુરૂષ શય્યા પર સુતેલો છે અને સ્ત્રી તેનાં પગ તળાંસે છે.

આ દંપતી તે આ વિશાળ નગરીનાં માલિક એટલે મહારાજા અને મહારાણી હતાં. તે રાજાનું નામ જ્ઞાનસિંહ અને રાણીનું નામ સત્યવતી હતું. રાજાએ શયન કર્યા બાદ સત્યવતી રાણી તેનાં ચરણ તળાંસવાં લાગી ત્યારે એકાએક તેનાં બંને નેત્રમાંથી અશ્રુધારા પડવા લાગી અને ઘણો ડુમો ભરાઇ આવતાં મૂર્ચ્છિત થઈ રાજાના પગ વચ્ચે ઢળી પડી, રાજા જે સુષુપ્તિમાં હતો તે એકદમ જાગૃત થયો બેઠો થઈ જુએ છે તો રાણીને બેશુદ્ધિમાં પડેલી દેખી. એટલે ગાભરો બની જઈ દાસદાસીઓને હાક મારી બોલાવતાં દશબાર અનુચર આવી લાગ્યાં દાસીઓ પવન નાંખી ઠંડું પાણી છાંટી તેને શુદ્ધિમાં લાવવા ઉપચાર કરવા મંડી ગઈ. કેટલીક વારે રાણી સત્યવતીને ભાન આવ્યું. અને ભાન આવતાં તે રાજાના ખોળામાં માથું રાખી મોટે સાદે રડવા લાગી. જ્યારે રાજાએ આમ થવાનું કારણ પુછવા માંડ્યું ત્યારે રાણી જવાબ દઈ શકી નહિ પરંતુ અંતઃકરણ ખાલી કરવા લાગી. જ્યારે રાણી જવાબ ન દઈ શકી ત્યારે દાશીઓને પુછ્યું એટલે એક દાસીએ જવાબ આપ્યો. "નેક નામદાર! મારાં બાઈ આજ લગભગ આઠ દિવસ થયાં પુરૂં જમતાં નથી જેટલો વખત આપ અંતઃપુરમાં પધારો છો તેટલો વખત મારાં બાઇશ્રીને અમો પ્રફુલ્લિત ચ્હેરે દેખીએ છીએ. અને જ્યારે આપશ્રીના દિદાર કચેરીમાં જાય છે ત્યારે અમારાં બાઇનો ચ્હેરો ઘણોજ અફસોસ દર્શક જણાય છે. અમારી વાતો ઉપર, અમારા કામકાજ ઉપર, અથવા અમારા હાસ્ય તરફ તેમને બીલકુલ અભિરૂચી થતી નથી. આ સઘળાનું કારણ ફક્ત પુત્ર મુખ દર્શનાભિલાષાજ છે. આજે અત્યારે આપની સમક્ષ જેવી રીતે બેભાન સ્થિતિમાં થઈ ગયાં તેવી રીતે ત્રણ દિવસ પહેલાં થઇ ગયાં હતાં. ચંદ્રનગરના મહારાજાની પટ્ટરાણી ચંદ્રપ્રભા જે તેમની સખી છે તેઓનો પત્ર આવ્યો હતો તે પત્રમાં લખ્યું હતું કેઃ—'સંસારમાં વાંઝીયા રહીને મરવું એ પરલોકમાં અસગતિ પમાય છે. માટે તમારે વ્રત નિયમ દાન દક્ષિણા વગેરે સત્કર્મો કરવાં જે સુકૃત્યથી તમે ઇશ્વર

કૃપાએ વંધ્યત્વપણાથી છુટો. ઇશ્વર કૃપાથી મને એક પુત્ર રત્નનો પ્રસવ થયો છે અને હું પરમાત્મા પાસે અહર્નીશ માગું છું કે મારી પ્યારી સખીને પણ પુત્ર રત્ન સાંપડો.' આવી મતલબનો કાગળ વાંચતાંજ મારાં બાઇશ્રીને મૂર્ચ્છા આવી ગઈ હતી. અને અત્યારે પણ આ કારણ જ હોવું જોઇએ."

દાસીનું બોલવું સાંભળ્યા પછી જ્ઞાનસિંહ રાજાએ પોતાની પ્રીય રાણીને પોતાની સોડમાં લઇ પ્યારથી બોલ્યો " પ્રીયે ! જે વસ્તુ મળવી ન મળવી એ દૈવ્યાધિન છે ત્યાં આપણું શું ચાલે ? આપણા ઉપર દેવતાઓની અનુકંપા નહિ હોય; પુત્રાલિંગન રૂપી અમૃત સ્વાદનું સુખ આપણાં હૃદયને નહિજ મળવા સર્જાયેલ હોય, પૂર્વ જન્મમાં આપણે તેવાં પુન્ય નહિ કર્યાં હોય; તો પછી ગમે તેટલો શોચ કર્યા છતાં ગમે તેટલા પ્રયત્નો કર્યા છતાં પણ દૈવ્ય નિયોગ શી રીતે ફેરવી શકાય ? આ જન્મમાં તો આપણે દેવતાઓની આરાધનામાં, બ્રાહ્મણો, ગાયો, અને ગુરૂજનોને સેવવામાં, પુત્ર દર્શનની અભિલાષથી પુત્રેષ્ટિ યજ્ઞો કરવામાં, શ્રુતિ-સ્મૃતિનું સ્મરણ કરવામાં ક્યાં કચાસ રાખી છે ? તો પણ તારે ઇશ્વર પર ભરોંસો રાખવો જોઇએ કારણ તારી અને મારી ઉમર હજી એવડી મોટી થયેલ નથી કે આપણી ઇચ્છા ફળીભૂત ન થાય.

પ્રાણેશ ? આપનાં વચન સત્ય છે. મેં પણ વ્રત નિયમ કરવામાં મણા રાખી નથી. દાસદાસીઓ અને બીજાં લોકો જે જે વ્રત કરવાનું કહે તે તે વ્રત કરી ચુકી છું. પુત્રની ઇચ્છાએ માતાજીની આરાધના કરવા શ્વેત વસ્ત્ર પહેરી શરીરે શુદ્ધ થઈ દરરોજ મહાકાળીના મંદીરમાં જાઉં છું; આપથી છાનાં પણ કેટલાંક ઉપવાસ કરૂં છું; આપને એ તો માલુમ છેજ કે કેટલાક માસ સુધી ભૂતલ ઉપર દર્ભ શય્યા કરી તે પર સુતી. પ્રતિ દિવસ ઉઠીને રત્ન સહિત સૂવર્ણ પાત્રો–ગાયો બ્રાહ્મણોને દાનમાં દેતી; વળી કાળી ચતુર્દશીને રોજ માણસોના કહેવા ઉપરથી ચાર રસ્તાના ચાલે વિવિધ બળિદાનથી દિગ્પાળોને આનંદ ઉપજાવતી; પીપળા વગેરે પવિત્ર વૃક્ષોનું પુજન–પ્રદક્ષિણા કરી અપાર દાન દેતી અને હજી પણ તે પ્રમાણે પુજન કરી દાન દઉં છું; માલપૂડા વડાં, ખીર, ધુપ, દીપ, ફળ, ફુલ આદિથી મહાકાળીને ભોગ ધરાવતી અને હજી પણ ધરાવું છું; ભવિષ્ય કથન કહેનારા પાસે ભવિષ્ય

જોવરાવું છું; સામુદ્રિક ગ્રંથ જાણનારા પાસે હાથ વગેરે જોવરાવું છું પરંતુ હે સ્વામિન્ ! હું પુત્ર દર્શનનો લાભ પામી નહિ. આ સુખ શું નહિજ મળે ? દંપતીનું જોડું ઇશ્વરે પ્રજોત્પત્તિને અર્થેજ નીર્માણ કર્યું છે. છતાં તેનો અનુભવ આપણને નહિજ થાય ? હે ઇશ્વર ! મને વંધાના મહાન્ દોષમાંજ રાખીશ ? સવારમાં મારૂં મૂખ દેખનારને અપશુકન રૂપજ રહીશ ?" આવી રીતે સત્યવતી રડતાં રડતાં રાજાને કહેવા લાગી અને આખરે રડી પડી.

"પ્રીયે ! ઘેલી કેમ થાય છે ? પરમાત્માએ નિર્માણ કરેલ ભવિષ્યને મટાડવાને મનુષ્ય સર્વથા અસમર્થ છે છતાં વૃથા શોક કરવો એ ઘટિત છે ? તું જાણ કે તને પુત્ર થયો પણ વ્યાભિચારાદિ દુર્ગુણોથી દુષણ રૂપ નીવડયો ત્યારે તારૂં અંતઃકરણ એમ કહેશે નહિ કે આ આ પુત્ર કરતાં વાંઝણી રહી હોત તો સારૂં ? માટે શોચ છોડી દે. ઇશ્વર જે કરતો હશે તે સારા માટેજ કરતો હશે. એમ સમજી લે." જ્ઞાનસિંહ રાજા રાણીના મનનું શાન્તવન કરે છે.

જ્ઞાનસિંહ રાજાએ સત્યવતીને સમજાવી શાન્ત પાડ્યા પછી દાસદાસીઓને રજા આપી એટલે તેઓ પોતપોતાના બીછાનામાં જઈ પડ્યા તથા રાજા અને રાણી શયન મંદિરમાં પલંગ પર સુઈ ગયાં.

રાત્રીના ત્રીજા પહોરને અંતે રાજા જ્ઞાનસિંહ તથા સત્યવતી રાણીને એકી સાથે એકજ જાતના સ્વપ્ન આવ્યાં "જાણે બે વર્ષના અદ્દભૂત રૂપ સૌન્દર્યવાળા બાળકને રમાડે છે રાણી તે બાળકને ચાલતાં શીખવે છે, રાજા બોલતાં શીખવે છે. ચલાવતાં ચલાવતાં બાળક પડી જાય છે એટલે બંને દંપતી હર્ષથી ઉપાડી લઈ પોતાની છાતી સરસો દાબે છે પછી રાજાની આજ્ઞાથી રાણી સત્યવતી તે બાળકને સુવર્ણમય પારણામાં પોઢાડી મધુરા સ્વરે હાલરડાં ગાય છે એવામાં પારણામાંથી ઉછળી કુંવર જમીન ઉપર પડે છે" આટલું સ્વપ્ન બંનેને થયું અને કુંવરને જમીન ઉપરથી ઉપાડી લેવા જતાં હોય એમ બંને વિહ્વળ થઈ જાગૃત થઈ ગયાં. કેટલોક વખત દંપતી સામસામી દૃષ્ટિએ એકબીજાને જોઈ રહ્યાં બાદ રાજા બોલ્યો પ્રીયે ! કેમ જાગૃત થઈ ગયાં ? આવી રીતે ગભરાયલાં કેમ જણાઓ છો ?

"નાથ ? મને એક સ્વપ્ન થયું તેમાં જાણે એક મનોહર

બાળકને રમાડું છું. આપ પણ મારી સાથે છો. કુંવર કાલું કાલું ભાંગ્યું તુટયું બોલવા જાય છે ત્યારે હું અને આપ બંને હસીએ છીએ આમ કેટલોક આનંદ લીધા બાદ પારણામાં બાળકને સુવાડયો અને તેમાંથી ઉછળીને નીચે પડી ગયો. તેને લેવા જતી હતી ત્યારે હવે જણાયું કે સત્ય નથી પણ સ્વપ્ન છે. પણ આપ મારી સાથે જ કેમ જાગૃત થઈ ગયા?" રાણીએ પોતાની સ્વપ્નાની વાત કહ્યા પછી રાજાને સ્વાલ કર્યો.

"પ્રીયે! શું તને પણ મારા જેવું જ સ્વપ્નું લાધ્યું છે? અરે! એકી સાથે બે માણસને એક સાથનાં સ્વપ્ન આવવા અસંભવિત હોય છે છતાં તેમજ થયું તેનું શું કારણ હશે? પ્રીયે! મને પણ આબેહુબ તારા જેવુંજ સ્વપ્નું આવ્યું છે. પણ આળપંપાળ છે. એતો રાત્રીએ પુત્ર ઉત્પત્તિ સંબંધી ધડમથલ થતી હતી તેથી તેમ થયું." રાજાએ પોતાના સ્વપ્નની કહીકત કહી.

"પ્રીતમ! એમ ગમેતેમ ધારો પણ જરૂર કાંઇક શુભ ચિન્હ તો ગણાયજ. ઘણાં માણસોને મોંયે મેં સાંભળ્યું છે કે રાત્રિના પાછલા પહોરમાં જો સ્વપ્નું લાધે તો તે ખરૂં પડે છે. તેથી આપણને નકી લાભ થવો જોઇએ" રાણીએ આનંદયુકત વાણીએ રાજાને કહ્યું.

"પ્રીયે! લાભ થાય તો ઉત્તમ છે. જેવી ઇશ્વર મરજી." રાજાએ નિઃસ્પૃહતા બતાવી.

---

## અષ્ટમ પરિચ્છેદ.

### બે વરસનું બાળક.



રાજા જ્ઞાનસિંહ અને સત્યવતીને સ્વપ્ન થયા બાદ છ માસ પછી રાજા જ્ઞાનસિંહ પોતાના રસાલા અને વજીર સમેત શિકાર કરવા નીકળ્યો. પોતાના સ્વપ્નની યાદી પણ રહી નથી, એકાદ માસ મૃગિયા કરવામાં ગાળ્યા બાદ પાછા પોતાની નગરી તરફ વળ્યા. રાજા જ્ઞાનસિંહ આગળ ચાલે છે અને તેની પછાડી વજીર અને રસાલાના

સ્વારો પોતપોતાના અશ્વપર સ્વાર થઇ રસ્તો કાપે છે. સવારનાં દશ વાગ્યાનો અમલ થયો છે. તેવામાં એક આમ્ર વૃક્ષ નીચે કોઈ ઝીણા સ્વરે રૂદન કરતું હોય એવો ભાસ રાજાને થયો ત્યારે પોતાના અશ્વને સ્થિર કરી વજીરને પુછવા લાગ્યો વજીર! તમે કાંઈ સાંભળો છો?

"જી હા સરકાર! પેલા દુર રહેલા વિશાળ આમ્ર વૃક્ષ નજીક કોઈ રડતું હોય એમ સભળાય છે. કોઇ બાળકનો ધ્વનિ જણાય છે" વજીરે જવાબ દીધો

"હા મને પણ એમજ જણાય છે. મારો વિચાર છે કે ત્યાં જઈ જોવું કે કોણ છે? માણસો વાતો કરે છે કે ભૂત ડાકણ વગેરે પિસાચ પોતાનાં જુદાં જુદાં રૂપ લઈ આવા જંગલમાં રહે છે. તો આપણે જોવું છે કે ભૂત છે કે શું?" આમ કહી રાજાએ પોતાનો ઘોડો પેલા વૃક્ષ તરફ આડા માર્ગે હંકાર્યો. એટલે બીજાએ પણ તેની પછવાડે પોતપોતાના અશ્વને દોર્યા.

વૃક્ષ નજીક જઈ સરવે જુએ છે તો ઉદય સમયના રક્ત રવિમંડળ જેવા, સંધ્યા સમયના રાતા ચંદ્રબિમ્બ જેવા, કલ્પ વૃક્ષના કોમળ પલ્લવ જેવા, પ્રફુલ્લ રક્ત કમળ સમુહ જેવા, એક અતિ સુકોમળ આશરે બે વરસના ઉમ્મરવાળા બાળકને એક સુંદર મખમલની નાજુક તળાઇ ઉપર આમ્ર વૃક્ષની ઘટ્ટાની શીતળ છાંયા નીચે સુતાં સુતાં પોતાના જમણા હાથના અંગુઠાને મોંમાં લઈ ચળવળતાં અને જ્યારે અંગુઠામાંથી પય,પાન ન મળતું ત્યારે રડતાં નીહાળ્યો. આવા પ્રભાત સૂર્ય પ્રકાશના છેદવડે અને પદ્મરાગમણિના કિરણવડે રચાએલ અવયવવાળા બાળકને જોઇ રાજા વિચાર કરવા લાગ્યો. શું સુર સ્ત્રીઓના હાથથી પડી જઇને મૃત્યુ લોકમાં સુતેલો આ ઇંદ્ર કુમારતો નહિ હોય? તેની કર્ણાન્ત સુધી પહોંચેલા લોચન, લાંબી કનકલેખા જેવી નાસિકા, રક્ત કમળની કળી જેવો અધર, રક્ત કમળ સમાન લાલ હથેળીઓમાં શંખ ચક્રના ચિન્હ યુક્ત અંકીત, તથા તેના યુગ્મ ચરણ કલ્પ વૃક્ષ પલ્લવ જેવાં કોમળને ધ્વજ, રથ, અશ્વ, છત્ર તથા કમળથી અલંકૃત રેખાઓવાળો હોઈ સાક્ષાત્ વિષ્ણું અગર તેઓનો અંશ કોઈ દેવ તો નહિ હોય? અરે! તેની ડોકમાં ગળીએર દોરાથી આ ત્રાંબાનું જંત્ર કોણે બાંધ્યું હશે? તેના ભવ્ય કપાળના મધ્ય ભાગમાં લાલ રંગનું છુંદણું કોણે પાડયુ હશે? અરે!

તેના જમણા સાથળને ત્રિશૂળાકારે કોણે જલાવ્યો હશે? ખરેખર! મને છ મહિના પહેલાં જે સ્વપ્ન થયું હતું તે વખતે જેવા રૂપવાળો બાળક મેં જોયો હતો તેજ બાળકની મૂર્ત્તિ અત્યારે જાગૃત દશામાં જોઉં છું. આ શું વિચિત્ર? આ કોનો બાળક હશે? આવો સુંદર બાળક આવા ભયાનક જંગલમાં ક્યાંથી? અરે! તેનાં માબાપ કેટલાં નિર્દય હશે કે આવા કોમળ બાળકને આ વીકટ વગડામાં રાખી ચાલ્યાં ગયાં. ના તેમ બનેજ નહિ. આ તેના ચિન્હ કોઈ મહાન્ ચક્રવર્તી રાજાને યોગ્ય છે. આ બાળક આગળ ઉપર મહા સમર્થ ધીરવીર થવાનો. જરૂર કોઈ ક્ષત્રિય વીર્યથી ઉત્પન્ન થયેલો જણાય છે અરે! મારૂં અંતઃકરણ તેના પ્રત્યે આટલા ઉમળકાથી વાત્સલ્ય પ્રેમ કેમ બતાવે છે? શું મારા માટેજ ઇશ્વરે આ બાળકને નિર્માણ કર્યો હશે? હા! એમજ હોવું જોઈએ નહિ તો મને સ્વપ્નામાં આ બાળકનું દર્શન કેમ થાય? આવી રીતે અનેક વિચાર કરતો રાજા જ્ઞાનસિંહ પોતાના અશ્વપરથી નીચે ઉતરી પેલા બાળકની નજીક જઈ તેને વાત્સલ્ય સ્નેહથી પ્રેમપૂર્વક નીહાળવા લાગ્યો. ત્યારે આકાશમાંથી જાણે ગંભીરનાદ થતો હોય કે "આ બાળકને તું પુત્ર તરીકે માન. આ તારોજ પુત્ર છે એમ સમજ તારા માટે વિધિએ આ પુત્રજ નીર્માણ કર્યો છે." આવી રીતનો આકાશ ધ્વનિ થતો હોય એવો ભાસ પેલા રાજાને તથા સરવે સ્વારોને સંભળાયો એટલે જ્ઞાનસિંહે પેલા બાળકને હર્ષોર્મિ સાથે પોતાના હાથમાં લઇ લીધો ચુંબન કર્યું. અને છાતી સરસો દાબી પ્રેમાશ્રુએ નવરાવી પોતાની સાથે અશ્વપર લઈ પોતાની નગરી કનકાવતીનો રસ્તો લીધો.

નગરના સીમાડા નજીક આવતાં રાણી સત્યવતીને વધામણી આપવા સારૂ પાંચ સ્વારને પુર વેગે અશ્વ દોડાવતાં નગર તરફ જવા રાજાએ હુકમ કર્યો તેઓએ પુરમાં આવી નગરજનોને તથા મહારાણીને પુત્ર રત્ન પ્રાપ્તીના શુભ સમાચાર કહ્યા. અને રાણીને રાજાએ કહાવેલો સઘળો સંદેશો મોંયે કહી સંભળાવ્યો. એટલે રાણી સત્યવતીના આનંદની સીમા કેટલી મોટી હશે તે ખ્યાલ વાંચકજ કરશે. સમાચાર લાવનાર સ્વારોને પોતાની અમુલ્ય વસ્તુઓ ભેટ આપવા લાગી, રાજમંદિરમાં શુભ ગીતો ગાવા શરૂ થયાં, નગરજનોએ આ શુભ સમાચારથી આજનો દિવસ મોટા તહેવાર બરાબર ગણી પોત-

પોતાનાં મકાનો-દુકાનો શણગાર્યાં ઉત્તમ વસ્ત્રો અંગ ધારણ કર્યાં. રાણીએ મહાલય શણગારી બ્રાહ્મણોને પુષ્કળ દાન દેવા માંડ્યું; અને પ્રધાન સેનાપતિ તથા પૌરીકજનોએ મહારાજાને સામા લેવા સારૂ જવાની તૈયારી કરવા માંડી, બેન્ડ તથા બીજા સુંદર અને મનોહર વાદ્ય ઢોલ નગારા સહિત શહેર બહાર મહારાજાના આવવાના રસ્તા તરફ સર્વે મંડળ જવા લાગ્યું.

રાજાને પોતાના સ્વારો સહિત આવતો જોઇ, સર્વે ઘણાં હર્ષોદ્‌ગાર સહિત કુંવર તથા રાજાની દીર્ઘાયુષ બોલવા લાગ્યા અને તેઓને લઇ રાજમાર્ગ તરફ વળ્યા. જ્યારે નગરના મોટા રસ્તે થઇને રાજા તથા રાજકુમાર ની જ્યા ત્યારે સર્વ રૈયત પોતપોતાનું કામ છોડી દઈ, ચંદ્રોદય સમયે વિકાસતાં કુમુદ જેવાં બની ગયાં. અંદર અંદર વાતો થવા લાગી. આહા ! આપણે કેવાં ભાગ્યશાળી કે આવો દેવતાઇ આકૃતિવાળો; પોતાનું શરીર ધારણ કરી અનંગ આવ્યો હોય તેવો સ્વરૂપવાન કુંવર આપણા રાજાને ઇશ્વરે આપ્યો; નીર્વંશ જતી ગાદીને વંશ વર્દ્ધીત કરીને ભવિષ્યમાં આપણો મહારાજા થવાનો. શું તેનું સૌન્દર્ય છે ? રાજા તથા મહારાણીના સત્કર્મોનાં પુણ્ય પ્રતાપેજ આ કુંવર સાંપડયો જણાય છે. આવી રીતે વાર્ત્તાલાપ સાથે દ્રષ્ટિ રાજાની સ્વારી તરફ રાખી તેમની નજીક આવવાની રાહ જોતા ઉભા છે. જ્યારે રાજાની સ્વારી નજીક આવે છે ત્યારે બંને હાથવતી નમન કરે છે. આ નમનને રાજા ઘણા માન સહ વધાવી લે છે. રાજા તથા કુવરને જોવા સારૂ ઉત્સુક બનેલી નગરની પ્રેમદાઓ શણગાર સજી અરધાં અરધાં આભુષણો યોગ્ય સ્થળે લટકાવી, સ્વારી ચાલી જવાની ધાસ્તીએ ઉતાવળથી પોતપોતાના મહેલ શિખર ભાગ ઉપર-રવેસ-જરૂખામાં આવી કુંવર ઉપર પુષ્પ વૃષ્ટિ કરવા લાગી. આવા મોટા ઠાઠ સહિત રાજા રાજમંદિરમાં આવી પહોંચ્યો.

રાણી સત્યવતીએ કુંવરને મુક્તાથી વધાવી રાજા પાસેથી લઇ પોતાની સોડમાં લીધો. રાણીના યુગ્મ પયોધરમાંથી કુદરતે છુટતી દુગ્ધ ધારા તે જાણે પીગળીને બહાર આવતું તેનું અંતઃકરણ હોયની ! એવી મનમાં સેંકડો કલ્યાણનું ચિન્તવન કરતી કુંવરને માથે ગાલે ચુંબન કરતી, ઘણા વખત સુધી આલિંગન દઇ મહેલમાં મખમલની એક તળાઇ ઉપર કુંવર સમેત રાજા પાસે બેઠી. કુંવરને ખોળામાં

લઇ પુનઃ પુનઃ આલિંગન દઈ લલાટ છાતી, ખભા, શીર પર હાથ ફેરવી ચુંબન કરતી બોલી હે ઇશ્વરદત્ત પુત્ર ! તેં આજે મારો જન્મ સફળ કર્યો. તારા લીધેજ મારૂં જીવન આનંદમય થયું. ઓ પ્રેમના સાગર પુત્ર ! હવે હું વંધ્યત્વના મહાન દોષમાંથી મુક્ત થઇ. નાથ ! આપને આ પુત્ર ક્યાંથી કેવી રીતે મળ્યો ? મેં સ્વપ્નામાં જે પુત્રને જોયો હતો અને લાડ લડાવ્યા હતા તેજ આ પુત્ર છે. અને અત્યારે પ્રત્યક્ષ લાડ લડાવું છું. પ્રાણેશ ! મેં સ્વપ્નાની વાત કહી હતી તે સાચી પડી કે નહિ ? આપે આજ બાળકને જોયો હતો કે કાંઈ બીજું રૂપ હતું ? રાણીએ રાજાને સવાલ કર્યો

'મેં પણ આ બાળકનેજ સ્વપ્નમાં જોયો હતો. અને હમણા વૃક્ષ નીચે જોયો ત્યારે વિસ્મૃત થયેલ સ્વપ્નનો ખ્યાલ આવ્યો તે ખ્યાલની સાથેજ વાત્સલ્ય સ્નેહથી તેને લેવા જતો હતો તે વખતે આકાશ વાણીથી મારી થોડી ઘણી રહેલ શંકાને દુર કરી અને પુત્ર સ્નેહથી તેને મેં લઇ લીધો." રાજાએ પોતાની બનેલી હકીકત કહી સંભળાવી.

"પ્રાણનાથ ! કુંવરનું નામાભિધાન શું રાખીશું ? જોશીઓને બોલાવી મંગાવીએ." રાણીએ કહ્યું.

"પ્રીયે ! તમને પ્રેમમાં ભાન નથી તેનું નામ તમે પોતાએજ પાડી દીધું છે. કુંવરને 'પ્રેમસાગર'ના ઉપનામથી તમે સંબોધી ચુંબન લીધું." રાજાએ કુંવરના નામ પાડવા સંબંધી રાણીને યાદી બતાવી.

"હા. બહુ સારૂ. આ નામ મને ઘણું ગમે છે. પ્રેમનો સાગરજ છે. માટે 'પ્રેમસાગર' નામજ રાખવું." રાણી.



## નવમ પરિચ્છેદ.

———××———

### યુવરાજ પદ.



વરના નામ પાડવાના શુભ દિવસે મારા શહેરના લોકોને રાજાએ જમણ આપ્યું. અને તે દિવસ જાહેર તહેવાર પળાવ્યો. બ્રાહ્મણ વર્ગને દાન દઈ સંતોષ્યા.

કુંવર પ્રેમસાગર આઠ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે વૈદિક વિધિ પૂર્વક તેને યજ્ઞોપવિત ધારણ કરાવી દ્વિજ બનાવ્યો. અને ઉત્તમ આચાર્યોને રાખી દરેક પ્રકારનો વિદ્યાભ્યાસ કરાવ્યો. રાજકુંવરે પોતાની હુશીયારી મહેનત અને કુશળતા સાથે ઉત્સાહી વૃત્તિને લીધે વિદ્વાન ઉપદેશકો પાસેથી ૭ સાત વર્ષમાં જ સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી લીધો. મણિદર્પણ જેવા અતિ નિર્મલ રાજકુંવરના અંતઃકરણમાં સકળ કળા કલાપે પ્રવેશ કર્યો. વ્યાકરણ, મીમાંસા જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગ, ન્યાય, અનુમાન ઉપમાન વગેરે ધર્મશાસ્ત્રમાં રાજનીતિમાં, મલ્લ યુદ્ધાદિક વિદ્યામાં, ધનુષચક્ર, ઢાલ, ખડગ, શક્તિ, ભાલા, પરશુ, ગદા વગેરે જુદા જુદા આયુદ્ધ મારવા, તેનાથી બચાવ કરવામાં, રથ ચલાવવામાં, ગજારોહણમાં અશ્વવિદ્યામાં, વિણાવેણુ, મૃદંગ, કાસ્ય, તાલ વગેરે વાદ્યમાં સંગિતશાસ્ત્રમાં લેખનક્રિયામાં, સર્વ દ્યુતકળામાં પશુપક્ષીના ઉચ્ચારણમાં વૈદિકશાસ્ત્રમાં, જ્યોતિષશાસ્ત્રમાં, રત્નપરીક્ષામાં, શીલ્પશાસ્ત્રમાં, તરવામાં ઓળંગવામાં કાવ્યો શ્રુતિ સ્મૃતિમાં સર્વ લિપિ–ભાષામાં વિગેરે વિગેરે કળાઓમાં એટલી હુશીયારી સાથે કુશળતા મેળવી કે પોતાના ગુરૂઓને સવાલ કરી ગુંચવવા મંડયો. કસરતના પરિચયથી તેનામાં બાહુબળ તથા શરીરનું બંધારણ ભીમસેન સમાન બળીષ્ટ બન્યું હતું; ગદા યુદ્ધમાં દુર્યોધન સમાન ચતુર, બાણ મારવામાં અર્જુન સમાન; રથ ચલાવવામાં મારૂતી કે દારૂણ જેવો, રણમાં બુદ્ધિ ચાતુર્ય બતાવનાર ભીષ્મ સમાન બન્યો. ત્યારે તેના આચાર્યોએ જ્ઞાનસિંહ રાજાને અરજ કરી કે કુંવર સાહેબના અભ્યાસની પરીક્ષા સર્વ રૈયત તથા કચેરી મંડળ સમક્ષ કરવી

જોઇએ. હવે અમારામાંના કોઇની પાસે એક પણ વિદ્યાનો અંશ બાકી રહ્યો નથી કે પ્રેમસાગર ન જાણતો હોય.

મહારાજાએ પોતાના કુંવરની પરીક્ષા લેવા સારૂ નગર બહાર એક ભવ્ય મંડપ તૈયાર કરાવ્યો. અને ઠરાવેલ મુકરર દિવસે સર્વે પ્રજાજન તથા અમલદાર વર્ગ સમેત મહારાજા તે મંડપમાં આવ્યો. કુંવર તથા તેના આચાર્યો પણ આવી યોગ્ય સ્થળે બેઠા. અને રાજાએ તેની પરીક્ષા લેવા માંડી. આ વખતે કુંવરની અમાનુષી બુદ્ધિ, અમાનુષી બળ અને પ્રવિણતા જોઈ તેના આચાર્યો સમેત રાજ્યદ્વારી અને પૌરીક જનો આશ્ચર્ય પામવા લાગ્યા અને ભવિષ્યમાં આ વીર ધીર નરજ મહારાજા થશે. અને ત્યારે આપણે કેટલા ભાગ્યશાળી બનીશું તે ખ્યાલ સર્વના હૃદયમાં સ્ફુર્તાં પ્રેમાલિંગન સાથે હર્ષાશ્રુથી કુંવરને વધાવવા લાગ્યા.

સર્વ મંડળ રાજમંદિરમાં આવ્યું અને ત્યાંથી કુંવર પોતાની માતા સત્યવતી પાસે ગયો ત્યાં જઈ તેના ચરણમાં મસ્તક રાખી નમન કર્યું. માતાએ પોતાના હાથવતી કુંવરના શીરને ઉંચુ કરી ચુંબન કર્યું. અને શુભ આશિર્વાદ આપી પોતાની પાસે બેસાડયો.

વાંચક! મારે જણાવવું જોઇએ કે પ્રેમસાગરને બે વરસ કનકાવતી નગરીમાં આવ્યે થયાં ત્યારે દેવી સત્યવતીને ગર્ભ રહ્યો નવ માસ પુરાં થતાં એક પુત્રી રત્નનો જન્મ આપ્યો હતો તેનું નામ પદ્મકુંવરી હતું. પ્રેમસાગર અને પદ્મકુંવરીનો અરસ પરસ વ્હાલ અથાગ હતો. બને ભાઇ બેન વચ્ચે એટલો પ્રેમ હતો કે બંને સાથે જ જમતાં અને અભ્યાસ પણ કરતાં હતાં. જેટલા સ્નેહથી પદ્મકુંવરી પ્રેમસાગરને ચ્હાતી હતી તેટલાજ પ્રેમથી પ્રેમસાગર પદ્મકુંવરીને ચ્હાતો હતો. બંનેનો આવો ગાઢ સ્નેહ જોઇ રાજા રાણીનું દીલ ઘણું આનંદીત થતું. કદી સત્યવતી પ્રેમસાગરને કાંઇક વઢે તો પદ્મકુંવરી તદ્દન વચ્ચે પડી પોતાની માતાને પ્રેમસાગરવતી કહેવાને ચુકતી નહિ. તેવીજ રીતે પ્રેમસાગર પણ પોતાની વ્હાલી બેનને કોઇના તરફથી ઓછું આવવા દેતો નહિ.

પરમ કૃપાળુ પરમાત્માની અગોચર શક્તિનો જ્ઞાતા કોઇ નથી જ્યારે પ્રેમસાગર સર્વે વિદ્યા સંપન્ન થઇ રાજ કારભારમાં ધ્યાન આપતો થયો એવા એક વરસમાંજ દેવી સત્યદેવી ક્ષયરોગથી સ્વર્ગવાસીની થઇ.

અનેક ઉપચાર કર્યાં પણ જ્યાં આયુષ્ય તુટવાની હોય ત્યાં ધનવંતરી કે અશ્વનિકુમાર જેવા પ્રવિણ વૈદો આવે તો પણ તુટેલ આયુષ્ય સાંધવાને સર્વ રીતે અશક્યજ બને તેવી રીતે સત્યવતી પ્રત્યે થયું. આથી કરી આખી નગરીમાં તેમજ રાજ્ય પ્રદેશમાં ઘણી દીલગીરી ફેલાઇ રહી. પ્રેમસાગર તથા પદ્મકુંવરીની દીલગીરીની સીમા ક્યાંથીજ હોય? રાજા જ્ઞાનસિંહને પણ આ પ્રસંગે ઘણો અફસોસ થયો રાજ્યની લક્ષ્મી રૂપ સત્યવતીના જવાથી રૈયત વર્ગને એક મહાન શીલવતી અને રાજ્યને સાચી સલાહકારક રત્ન જવાથી અત્યંત ખેદ પામવા લાગ્યા. હવે જ્ઞાનસિંહ રાજા બીજી રાણી કરશે કે નહિ તેની સર્વને શંકા રહેવા લાગી. રાજા રાણી વિના રાજ કારભાર ચલાવી શકે નહિ. તો પછી શું પોતે વાનપ્રસ્થાશ્રમી થશે? જો એમ થાય તો કુંવર સાહેબ નાની ઉમરના હોઇ કોઇ બળવાન શત્રુથી રૈયત પીડીત થશે ગમે તે ઉપાયે પણ બીજી રાણી પરણવવાની કોશીશ કરવીજ પડશે. આવી રીતે મુખ્ય મુખ્ય નાગરીકો વિચારવા લાગ્યા.

સત્યવતીની ઉત્તર ક્રિયા પત્યા પછી એક દિવસ કચેરી હોલમાં સામત અમીર વર્ગ ભાયાતો ખંડીયા રાજાઓ અને રૈયત જનોથી રાજા જ્ઞાનસિંહ કુંવર પ્રેમસાગર સહિત વિધવાન છે. ત્યારે નગરશેઠ ઉભો થઇ સર્વે મંડળની અનુમતિથી પોતાના માહારાજા પ્રત્યે અરજ કરવા લાગ્યો.

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નેકનામદાર મહારાજાને સઘળા પૌરીક તથા અમીર ઉમરાવતી હું અરજ કરૂં છું કે અમારા પુજ્ય દેવી સ્વરૂપ મહારાણી સત્યવતીના પરલોક ગમનથી સર્વેનાં હૃદયમાં નિઃસીમ દીલગીરી રૂપી દાવાનળ પ્રગટ્યો છે. 'જન્મે તે મરેજ' એ કુદરતી કાયદો છે તેમાં કોઇનું મરણ પોતે સદ્ગુણ યુક્ત હોઇ બીજાઓને શોચનિય સાથે રાત્રી દિવસ સ્મરણિય રહે અને જો દુર્ગુણી હોય તો સારૂં થયું. પાપ ગયું વગેરે શબ્દોથી પ્રસંશા પામી વિસ્મૃત થાય. સત્યવતી દેવીનાં સદ્ગુણો, આગળ થઇ ગયેલ મહારાણીઓના ગુણ સાથે મુકાબલો કરતાં દેવી સત્યવતી પહેલી પંક્તિ લે છે. આવા સદ્ગુણ યુક્ત હોઇ તેમનું જવું દરેકને અતિશય શોચનિય થઇ પડયું છે પરંતુ ઇશ્વરી કાયદાને લઇ શાન્તિ રાખી પરમાત્મા પાસે ખરા જીગરથી માગો કે તેઓશ્રીના આત્માને શાન્તિ આપો.

હવે આપ નામદારને અમારી અરજ છે કેઃ—" રાજ્યાસન રાણી વિના શુન્ય રહી શકે નહિ. આપની મનોર્મિ નામદાર કુંવર સાહેબ તથા કુંવરીબા મારફતે અમે જાણી ચુકયા છીએ, કે આપનો વિચાર વાનપ્રસ્થાશ્રમી થવાનો છે. કુંવર સાહેબને રાજ્યાધિકાર સોંપી આપ આપનો આ વિચાર ફળિભૂત કરવા ધારતા હો તો તેમાં રાજ્યને ઘણી અડચણ આવવાનો ભય રહે છે. કુંવર સાહેબ વિદ્યાભ્યાસ કરી હજી રાજકાર્યમાં પ્રવેશ કરે છે. તેથી રાજ્ય બંધારણની પુરી માહિતી નથી. રાજ્યમાં રાજાની ચાલતી આવેલી રૂઢીને આપ નામદારે તેઓશ્રીને જણાવી નથી. વળી કુંવર સાહેબની નાની ઉમરને લીધે રાજ્યપ્રતિનિધિ તરીકે રહેનાર કોઈ બાહોશ નર નથી, અને તેથી રાજ્યના શત્રુઓથી રૈયતને અને વખત પરત્વે રાજ્યને ધક્કો પહોંચવા સંભવ રહે છે. જ્યારે આવી રીતે બને, અને આપને આ હકીકતની જાણ થાય તો પછી આપનો વાનપ્રસ્થાશ્રમ શાન્તિથી નીવડે નહિ. માટે અમારી સર્વની અરજ નીઘામાં લઈ રાજ્ય રૈયત અને કુંવર સાહેબ કે જે ભવિષ્યમાં મહારાજા બનશે તે સર્વનાં કલ્યાણાર્થે આપ કોઇ કુલીન ક્ષત્રિયાણીને આર્ધાંગના તરીકે સ્વીકારી રાજ્યકારોભાર ચલાવો."

" રાજ્ય શુભેચ્છક, મારા અનુભવી વંશ પરંપરિત શેઠજી ! ! આપની રાજ્ય ભક્તિ જોઇ હું ઘણો ખુશી થાઉ છું અને આ ભક્તિ તમારા વંશ પરંપરિત જાદે જાદે વૃદ્ધિ પામે એમ ઇચ્છું છુ. તમોએ તથા તમારા વડિલોએ આ રાજ્યને લડાઇ વખતે પૈસા વગેરેમાં જે મદદ કરી છે તેને માટે હું તથા આ રાજ્ય તમોને ધન્યવાદ આપે છે. અને તમારી સર્વની સલાહ ઉપરથી મારો મૂળ વિચાર થોડાં વરસને માટે મુલ્તવી રાખી તમારી ઇચ્છાને આધિન થાઉં છું. પ્રધાનજી ! કોઇ કુલીન રાજ્ય કન્યાનો તપાસ કરાવો" રાજાએ સર્વને ઉદ્દેશી પોતાનો વિચાર જણાવી પ્રધાનને હુકમ કર્યો.

રાજ્ય ભકતો ! એ વાત ચોકસ સમજી રાખજો કે હવે દેવી સત્યવતીના ગુણ સાંપડવા દુર્લભ છે જગતની પ્રાન્તિક કહેવત "ઠામ જાય તો ઠીંકરૂં સાંપડે" "આ કહાણી મુજબ ન બને તેવી કોઇ સારા કુળમાંથી કન્યા સોધશો " રાજાએ પોતાની ભવિષ્યની થનાર અર્ધાંગનાના ગુણ ધ્યાનમાં લઇ તપાસ કરી સોધવા માટે ટકોર માર્યો.

પ્રીયે ! " આપણી છબીલ સુંદરીનો સંબંધ કોઇ મોટા રાજા

સાથે અથવા મહારાજાના પાટવી કુંવર સાથે થાય તો સારૂં. અને તેટલા માટેજ આપણા જેવા તાલુકદારોના માગાંને મેં સ્વીકાર્યા નથી. કુંવરીનું રૂપ મહિષી થવાને યોગ્ય છે. મેં સાંભળ્યું છે કે જ્ઞાનસિંહ મહારાજાનાં પ્રતિ સત્યવતી સ્વર્ગવાસી થયાં છે જો તે જગાએ આપણી કુંવરી જાય તો કુંવરી સાથે આપણું પણ મહાભાગ્ય ગણાય. અને આ સંબંધના યોગે હું દરેક તાલુકદારોમાં સર્વોપરિ ગણાઉં પરંતુ મહારાજાનો વિચાર રાણી કરવાને બીલકુલ છેજ નહિ આમ આપણા પુરોહિત કહેતા હતા. તો પણ જો તારી અનુમતિ હોય તો પુરોહિતને કનકાવતી મોકલીએ જો મહારાજાનો વિચાર લગ્ન કરવાનો થાય તો તરત આપણાં વતીતે આપણી કન્યા લેવાની અરજ કરે." વિજય નગરનો ઠાકોર પ્રતાપસિંહ પોતાની પત્નિ સાથે કુંવરીના સંબંધ સંબંધી સલાહ કરે છે.

"પ્રાણનાથ ! જો મહારાજા જ્ઞાનસિંહ સાથે આપણી કુંવરીનો સંબંધ જોડાય તો આપણે ઘણા ભાગ્યશાળીજ સમજવાં કુંવર પ્રેમ સાગર અને કુંવરી પદ્મકુંવરી એવાં વિનયી અને સદ્‌ગુણી છે કે આપણી છબીલને તેઓ પોતાની પુજ્ય તરીકે માની કદી કંકાસ થશે જ નહિ. માટે તરત જ માણસ મોકલી પુરોહિતને બોલાવી સૂચના કરી કનકાવતી રવાના કરો આ બાબતમાં ઢીલ કરવાથી ધારેલી મુરાદ બરબાદ થાય એવો સંભવ છે કારણ કે જ્ઞાનસિંહ રાજાને કન્યા આપવા મોટા મોટા મહારાજાઓ તૈયાર થઇ રહ્યા હશે તો કોઇના કહ્યા 'હેલાંજ આપણા તરફથી આમંત્રણ જાય તો વધારે ઉત્તમ ધારૂં છું. વિશેષમાં મને જણાય છે કે ગોરને મોકલવા કરતાં આપણા પ્રધાનને મોકલવ એ વધારે પસંદ કરવા લાયક ગણાશે." રાણીએ પોતાની મરજી જણાવી અનુમતી આપી.

પ્રતાપ સિંહે પોતાના અનુચર મારફત પ્રધાનને બોલાવી સઘળી બાબતમાં માહિતગાર કરી જલદી કનકાવતી તરફ ઉપડી જવા હુકમ કર્યો પ્રધાને જોઇતી સામગ્રી તથા માણસો સાથે રવાનગી લીધી.

સત્યવતીના મરણની દીલગીરી બતાવવા, તાબાના ઘણા માંડલિક રાજાઓ તથા કોઇ મહારાજાઓના પ્રધાન-વજીર-સેનાપતિઓ મહારાજા જ્ઞાનસિંહ પાસે આવતા હતા. તેમાં પ્રતાપસિંહ ઠાકોરના પ્રધાનને પણ જ્ઞાનસિંહ પાસે પોતાના માલીક વતી ખરખરો કર્યો

તેને જ્ઞાનસિંહ રાજાએ એક મકાનમાં ઉતારો આપ્યો. ત્યાં પ્રધાન રહેવા લાગ્યો. જે જે રાજાઓ તથા માંડલિકો ખરખરે આવતા તેઓ એકાદ બે દિવસ રોકાઇ પોતાના સ્થળ પ્રત્યે રવાના થતા તેમ પેલો પ્રધાન રવાના થયો નહિ. અને હમેશાં કચેરી ટાઇમે કચેરી હોલમાં હાજર થતો ત્યાં આગળ તેના દરજ્જા પ્રમાણે તેને બેઠક પણ મળતી હતી. જ્યારે કનકાવતીના નગર શેઠે મહારાજાને અરજ કરેલી ત્યારે આ પ્રધાન ત્યાં હાજર હતો અને રાજાએ રાણી કરવાની હા પાડી તથા પોતાના દીવાનને કન્યા શોધવા હુકમ કર્યો ત્યારે પ્રતાપસિંહના પ્રધાને ઉભા થઇ પોતાના ઠાકોર વતી કન્યા લેવા અરજ કરી કચેરી મંડળે આ માગાને અનુમતિ આપી. એટલે રાજાએ પણ માગાનો સ્વીકાર કરી પ્રધાનને યોગ્ય શિરપાવ આપ્યો.

ઠાકોર પ્રતાપસિંહ તથા તેની રાણી પોતાની કુંવરીના માટે મોકલેલ માગાને મહારાજા જ્ઞાનસિંહ સ્વીકારશે કે કેમ ? જો નહિ સ્વીકારે તો કન્યાને કયા રાજ્યમાં દેશું ? પ્રધાન ક્યારે આવશે ? હજી સુધી ન આવ્યો તો શું સ્વીકાર થયો હશે ? વગેરે વિચાર સાથે ચિન્તામાં રાત્રિ દિવસ મોટા થઇ પડે છે તેવામાં પ્રધાન આવી પહોંચ્યો અને સ્નેહ મુદ્રાથી સર્વ હકીકત સભા સમક્ષ વિદિત કરી તથા કનકાવતીના રાજ્યમંડળ કુંવર કુંવરી રૈયત રાજ્યવિસ્તાર વગેરેના ગુણનું ગાન કરવા મંડી ગયો તે સાંભળી રાજા રાણી અને રૈયત જન ઘણાં ખુશી થયાં થોડા દિવસ પછી લગ્ન જોવરાવી કનકાવતી કંકોત્રી મોકલી એટલે મહારાજા જ્ઞાનસિંહ છબીલ સુંદરીને પરણ્યો અને જાન પાછી કનકાવતી આવી લાગી ત્યાંના નાગરીકો તથા અમીર વર્ગ ઘણાં ખુશી થયાં પ્રેમસાગર તથા પદ્મકુંવરીએ પોતાની માતાને પ્રણામ કર્યા અને સત્યવતીની જગોએ આવેલ હોવાથી સત્યવતી સમાનજ માન રાખી પુજ્ય માનવા લાગ્યાં રાણી છબીલ સુંદરી પણ પોતાનાં બાળકો સમાન આ બંને ભાઇ બેન ઉપર પ્યાર રાખવા લાગી. નિષ્પાપ પ્રેમ સાગર પોતાની અપર માતા પાસે હર વખત જતો આવતો અને જેવી રીતે સત્યવતી પાસે લાડ કરતો તેવીજ રીતે તેની પાસે લાડ કરતો.

જ્ઞાનસિંહ રાજા વૃદ્ધ અને પ્રેમસાગર પુર યુવાન તથા તેનો

ચ્હેરો ઘણો મોહક અને વળી ઘણો વખત એકાંત એટલે છબીલ સુંદરીનું દીલ રતિ વિહિત મકરધ્વજ વિનાના સાક્ષાત્ મકરધ્વજ જેવા તેજસ્વી પ્રેમસાગરમાં લુબ્ધ થવા લાગ્યું. અને વખત આવે પોતાની ઇચ્છા પ્રેમસાગરને જણાવવા ઉત્સુક હતી. પ્રેમસાગર જ્યારે પોતાની માતાના મહેલે જતો ત્યારે છબીલ સુંદરી તેને ચુંબન કરે આલિંગન દે. અને અનેક રીતે સ્ત્રી ચરિત્ર કરી પ્રેમસાગરની પ્રીતિ પોતાના પ્રત્યે થાય એવા ચાળા કરે. આ ચરિત્રને રતિભોગ- કામદેવથી અજ્ઞ પ્રેમસાગર સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ સત્યવતી માતા સામાન વાત્સલ્ય સ્નેહ સમજી તેના તરફ અધિક પુજ્ય ભાવથી જોતો તથા ઘણો વખત પોતાની અપરમાતા પાસે ગાળતો અને પોતાની સત્યવતી માતાને વિસ્મૃત કરવા લાગ્યો.

ચતુર પદ્મકુંવરી પોતાના દીલમાં સમજી ગઇ હતી કે છબીલ સુંદરીનો મારા ભાઇ પ્રત્યેનો આ પ્રેમ જુદા પ્રકારનો છે તેથી પ્રસંગે પોતાના ભાઇને દબાવીને કહેતી કે “ભાઇ ! માતુશ્રી પાસે બે વખત નમન કરવા જાઓ એટલે ઘણું છે. જનાનામાં ઘણો વખત નકામો ગાળવો એ તમોને ઉચ્ચિત નથી. કેમકે થોડા વખત બાદ તમારા પર રાજ્યકારભાર રૂપી મહાન ધુસરૂં આવી પડવાનું છે તે બોજાનો ભાર અનુભવથી ઓછો કરતા જશો તેમ તમને કંટાળો ન આપતાં સુગમ થઇ પડશે. જો તેમ નહિ કરો તો જ્યારે એકદમ ધુસરૂં ઉપાડવું પડશે, ત્યારે મુઝાવાની સાથે ગભરાશો. માટેજ હાલનો વખત નકામો ન કાઢતા પિતાશ્રી પાસેથી અનુભવ લઇ લેવો જોઈએ અને પિતાશ્રીને દરેક કાર્યમાં નિવૃતિ આપી તમારે પ્રવૃત્તિ રાખવી જોઇએ.” પોતાની બેનના આવાં વચનોથી શરમાઇ જઇ કચેરીમાં જઇ બેસતો ન્યાય આપતો અને રાજાને મદદ કરતો પોતાની માતા પાસે બે વખત નમન કરવા જતો ત્યારે છબીલ સુંદરી તેને અથાગ પ્રેમથી આવકાર આપી તેના ચ્હેરાને વગર નિમેષે જોઈ રહેતી આ ચ્હેરો રાત્રિ દિવસને માટે દર્શન કરવાનો વખત આવે તો કેવું સારૂં આમ ધારી પ્રેમ સાગરને ઘણા આગ્રહથી કલાક અરધો કલાક પણ પોતાની પાસે બેસાડવા ચુકતી નહિ. પ્રેમસાગર સમજતો નથી કે પોતાની માતાની પ્રિતિ વાત્સલ્ય નથી પણ દુષ્ટ વાંચ્છિત છે. ક્યાંથી સમજી શકે? મોટા મહાત્માઓ રૂષિ મુનિઓ અને શંકર પણ સમજી શક્યા ન હોતા તો આ બીચારા પામર બાળકનું શું ગજું ?

છબીલા સુંદરીને પરણ્યા પછી ત્રણ વરસ સુધી રાજ્ય કારભાર જ્ઞાનસિંહ રાજાએ કર્યો અને પ્રેમસાગરને રાજ્યના સર્વે કાર્યોથી માહિતગાર બનાવ્યો. પછી એક વખત કુંવર પ્રેમસાગરને સભામાં બોલાવી કહ્યું–" વત્સ! હું હવે વૃદ્ધ થયો છું હવે મારાથી આ બહોળા રાજ્યનો ભાર ઉપાડી શકાતો નથી તેથી મારી અનુમતિથી હવે તું રાજ્ય ચલાવતો થા, તારૂં શૌર્ય બીજા રાજાઓને બતાવ; દેશ જીતી તારા રાજ્યમાં વધારો કર; અને ન્યાય આપી રૈયતને ખુશી રાખ એટલે તે જોઇ હું મારી અવશેષ જીંદગી ભગવત્ સ્મરણમાં ગાળું હે પુત્ર! રાજ લોકોને સન્માન આપો; બ્રાહ્મણો–ગુરૂજનોનું પુજન કરો; પ્રજાનું પાલણ કરો; અને બંધુ વર્ગને આનંદ આપો. વળી આ વખતે આપણા વંશપરંપરામાં ચાલતી પિતા પુત્ર તરીકેની ફરજ બજાવી હું મુક્ત થાઉં છું માટે સાંભળ.

" હે પુત્ર! તું થોડા વખતમાં આ સમૃદ્ધિવાન અને ફળદ્રુપ મોટા વિસ્તાર વાળા રાજ્યનો મહારાજા બનીશ. તું યુવાન છે. તો જરૂર જાણ કે યોવનનો અંધકાર સ્વભાવિક રીતેજ સૂર્ય વડે ભેદીન શકાય તેવો; રત્ન પ્રભા વડે છેદી ન શકાય તેવો અને પ્રદીપ પ્રકાશ વડે દુર ન કરી શકાય તેવો અતી ગહન છે. આ બાબત તું જાણે છે તો ખરોજ પરંતુ ફરીફરીને કહું છું કે યૌવન મદમાં મહાન રાજાઓએ ભુલ ખાઇ પોતાની કીર્તિને કલંકિત કરી છે, તો તારે સાવચેતી રાખવી. વળી લક્ષ્મીનો મદ એવો દારૂણ છે કે પરિણામે પણ તે શાન્ત પડતો નથી; યેશ્વર્ય રૂપી અંજપ તિમિર તો એવું દુઃખ દાયક છે કે તે આંજવાની સળીથી પણ મટતું નથી. વિષય રૂપી વિષયનો સ્વાદ અને તેથી થતો મોહ એવો તો વિષય છે કે તે મૂળ અથવા મંત્રથી કદી ઉતરતો નથી; રાજ્ય સુખની નિન્દ્રા એવીતો ઘોર છે કે રજની અંતે પણ તેમાંથી જગાતું નથી ગર્ભેશ્વિર્ય, નવ યૌવન, અસામાન્ય રુપ અને આમાનુષી શકિત એ સર્વે ખરૂ જોતાં મોટી અનર્થ વંશ પરંપરા છે તેમાં. એક પણ અવિનયનું ઘર છે તો પછી સઘળીનો સમુહ હોય તો પછી તેના અવિનયની તો વાતજ શી કરવી ?

હે પુત્ર! લક્ષ્મી ચંચળ છે. તે પ્રાપ્ત થયા પછી પણ મહા કષ્ટે રહે છે. રક્ષપાળો સહિત અગોચર જગોએ રાખી હોય છતાં અદ્રષ્ય થઇ જાય છે તે કોઇનો પરિચય રાખતી નથી.

**आपद्गतं हससि किं द्रविणान्ध मूढ**
**लक्ष्मीः स्थिरा न भवती विकिमत्रचित्रम् ।**
**किंत्वं न पश्यासि घटीर्जलं यंत्र चक्रे**
**रिक्ता भवन्ति भरिताश्च रिक्ताः**

માટે હે પુત્ર! તું દ્રવ્યથી અંધ બની આપત્તિમાં પડેલાને જોઇ હસતો ના પણ તેની એ આપત્તિનું તારા સામર્થ્ય વડે નીવારણ કરજે લક્ષ્મી નીચ ઉંચ કુળ જોતી નથી; કુળક્રમને જોતી નથી, શીળપર ધ્યાન આપતી નથી, વિશેષ જ્ઞાનવાનનો તે હમેશાં અનાદર કરે છે. સત્યને તીરસ્કારે છે. લક્ષણનું પ્રમાણ લેખવતી નથી તે કોઇપણ સ્થળે આગળ પગ કરી સ્થિર રહેતી નથી. આવે છે અને ચાલી જાય છે. વળી એ એવી હલકા સ્વભાવ વાળી છે કે તે જે સ્થાનમાં હોય તે સ્થાનનાં માણસોનાં અંતઃકરણ વિષ જેવાં મોહન શક્તિ વાળાં મદિરા જેવાં મદવાળાં અને કૌસ્તુભમણિ જેવાં અતિ કઠણ બનાવી દે છે; તેમાં એવો ગુણ છે કે તે અલ્પ પ્રાણીને ઉન્મત્ત બનાવે છે. સરસ્વતિના માનીતા વાળાઓથી દુર રહે છે; ગુણવાનને અપવિત્ર માને છે, ઉદારને અમંગળ લેખી તેની પાસે રહેતી નથી; કુલીનનું સર્પ સમાન ઉલંઘન કરે છે. અને સુરાને કંટક સમાન લેખે છે.

હે પુત્ર! લક્ષ્મી જેમ જેમ પ્રકાસે છે તેમ તેમ દીપ જ્યોતિની સમાન એમાંથી કાજળ રૂપ મલિન કર્મોજ કેવળ નીકળે છે; તેની મોહ રૂપી દીર્ઘ નિદ્રા એ વિલાસ શય્યા છે; સર્વ અવિનયમાં આગળ પડતી પતાકા છે; ક્રોધના આ વેગ રૂપ પ્રવાહને ઉત્પન્ન કરનાર નદી છે; વિષ રૂપી મધુપાન કરવાની ભૂમિ છે; અને અધર્મ રૂપી ચંદ્રની રાહુ જિવ્હા છે; હે વત્સ! એવો એક પણ વીર પુરુષ નહિ હોય કે જેને આ અપરિચિત લક્ષ્મી એ ગાઢ આલિંગન નહિ દીધું હોય અથવા નાહ છેતર્યો હોય. ખરેખર? આ લેખ્યમાં રાખી હોય છતાં જતી રહે છે પુસ્તકોમાં હોય ત્યાંથી પણ દગો દે છે. કોતરેલી હોય છતાં દગો દે છે, સાંભળતાં છતાં ઠગી જાય છે. આવી દુરાચરણી છે છતાં પણ રાજાઓ કોણ જાણે શા માટે તેને આધિન થાય?"

જ્ઞાનસિંહ રાજાએ લક્ષ્મીના સ્વરૂપ-ગુણનું વર્ણન પ્રેમસાગર તથા સભાના સભાસદોને કહી સંભળાવ્યા બાદ પોતાનો વિચાર

જાહેર કર્યો રૈયત મંડળ પ્રેમસાગરના ગુણોથી મોહિત હતું. તેના શૌર્યથી માહિતગાર હતું તેની ન્યાય રીતિ તથા ગંભીરાઇથી તેના પર પસંદ હતું એટલે રાજાના વિચારને સર્વેએ ઘણા ઉમળકાથી વધાવી લીધો શાસ્ત્રીઓ પાસે પ્રેમસાગરને યુવરાજ પદના શુભ વખતનું મુહૂત જોવરાવ્યું.

મુહૂર્તના દિવસે સર્વ નદીઓ અને સાગરમાંથી આણેલા જળવડે, સર્વ ઓષધીઓ વડે, સર્વ ફળ વડે, સર્વ મૃત્તિકાવડે અને સર્વ રત્ન વડે પરિપૂર્ણ જળાદિથી પ્રેમસાગરને અભિષેક કર્યો. કુંવરી પદ્મકુંવરીએ પ્રેમાર્દ્ર હૃદય સાથે સુગંધી અને ચક્ર પ્રકાશ જેવા શ્વેત ચંદનનો લેપ કર્યો વિકાસિત સ્વેત કમળનો હાર પહરાવ્યો. સુત્ર બાંધી તેના દક્ષિણ બાહુને કાન્તિવાન કર્યો. આ વખતે પ્રેમસાગરનો પોશાક શ્વેત હોઈ ઝરતા નદીઓના પ્રવાહ વાળા કૈલાસ જેવો સ્વર્ગ ગંગાના મૃણાલથી જટીલ થયેલા ઐરાવત જેવો અને ઉછરતી ફેન લેખાથી યાકુલ થયેલા ક્ષીરસાગર જેવો તે શોભતો હતો; પછી સભા મંડપમા શશિ જેમ મેરૂ પર્વત ઉપર તેમ પ્રેમસાગર એક રત્નજડિત કાંચનમય સિંહાસન ઉપર બીરાજ્યો. દુંદુભિસ્વર સાથે સર્વ જનો જયજયકારની ધ્વનિથી સભા મંડપને ધુજાવવા લાગ્યા.

---

## દશમ પરિચ્છેદ.

### વનાભિષેક.



જ્ઞાનસિંહ રાજાની જમણી બાજુની સુશોભિત બેઠકે કુંવર પ્રેમસાગર બેઠા પછી રાજાએ પોતાની ફરજ બજાવવી શરૂ કરી. પુત્ર ? તું હવે કુંવર પદવીથી મટી મહારાજા બનીશ તો રાજાઓમાં કુસંગને લીધે, લક્ષ્મીના પ્રભાવે-વૈભવના મદે કેટલાંક અપલક્ષણો આવે છે. તે તારામાં ન આવવા જોઇએ, કેટલાક દુષ્ટ રાજાઓ પોતાના મનથી સમજે છે કે પરસ્ત્રિનો સમાગમ કરવો એજ ચતુરાઇ છે; મદ્યપાન કરવું એજ વિલાસ છે, ગુરૂ બ્રાહ્મણ જનોનો તીરસ્કાર કરવો એજ સ્વતંત્રતા છે, દ્યુત રમવું એજ વિનોદ છે; મૃગીયાએજ કેવળ

શ્રમ છે; પ્રમત્તતાનું નામજ શૌર્ય છે; સ્વપત્નિનો ત્યાગ કરવો એનું નામજ અવ્યસનિતા છે; નૃત્ય ગાન વાદિત્ય અને વેશ્યાઓમાં આશક્ત રહેવું એજ રસીક પુરુષનું લક્ષણુ સમજે છે; સ્વછંદતા એજ પ્રભુત્વ; દેવની અવગણુના કરવી એનું નામજ મહાવીરતા; બંદિજનોનાં કરેલાં વખાણુ એજ યશ માને છે; ખરા ખોટાનો ભેદ ન જાણુવો એજ નિષ્પક્ષપાત કહેવાય; કોઇ રૈયતને દર્શન આપવું એજ મોટો અનુગ્રહ માને છે; દ્રષ્ટિપાત એજ મોટો ઉપકાર કર્યો સમજે છે; સંભાષણ એ પણ એક જાતનું દાન કર્યું માને છે; આજ્ઞા કરવી એ વરદાન આપ્યું ગણે છે; અને પોતાનો સ્પર્શ કરે તે પણુ પાવન માને છે; વળી મિથ્યા માહાત્મ્યના ગર્વમાં તણાઇ જઇ તેઓ દેવતાઓને માન આપતા નથી; વિદ્દદ્ જનોને હસી કાઢે છે. હિતવાદીઓ ઉપર કોપ કરે છે; સર્વદા હાથ જોડીને જે તેને નમતા હોય અને ગુણુ કિર્તન કરતા હોય તેનુંજ અભિનંદન કરે છે; તેની સાથેજ ભાષણ કરે છે; તેઓનેજ મિત્ર ગણે છે તેઓનું બોલવું જ ખરૂં માની સાંભળે છે, અને તેઓના ઉપરજ બધો પ્રસાદ વરસાવે છે. માટે હે કુમાર! આવી અતિ કુટિલ તથા કષ્ટ ભરેલી હજારો ચેષ્ટ ને લીધે દારૂણુ લાગતાં રાજ્ય તંત્રમાં તથા આવા મોહકારી યૌવનમાં એવી રીતે વર્તન ચલાવવું કે જેથી કરી મનુષ્યો તમારી અપકીર્તિ ન કરે, શાધુ પુરૂષો તમારી નિન્દા ન કરે, ગુરૂઓ ન ધિઃકારે મિત્રો ઠબકો ન આપે, અને વિદ્વાનો તમારા માટે શોકાતુર ન રહે.

પુત્ર! તમારે એવું વર્તન ચલાવવું કે લંપટ માણસો ઠગે નહિ, કુશળ પુરૂષો હસે નહિ, કામી જનોને તમારો સ્વાદ પડે નહિ સેવક રૂપી વરૂઓ તમને વળગે નહિ, ધુર્ત જનો છેતરે નહિ, લલનાઓ લલચાવે નહિ, લક્ષ્મી તમારી વિટંબના કરે નહિ મદ નચાવે નહિ, મદન ઉન્મત્ત બનાવે નહિ, વિષય ફંદમાં નાંખે નહિ, અને સુખમાં તણાઈ જાઓ નહિ, હું પુનઃપુનઃ કહુ છું કે લક્ષ્મી એવી છેકે વિદ્વાનને–સચેતનને–વિર્યવાનને–કુલીનને–ધીરવીર ને–પ્રયત્નવાળાને અને શીળવાળાને પણુ તે દુરાચરણી લક્ષ્મી ખળ બનાવી દે છે. હવે તમે રાજ્ય ધુરાનું વહન કરો, અરિના શીરને નમાવો, બન્ધુવર્ગની ઉન્નતિ કરો, અને દિગ્વિજયનો પ્રારંભ કરી સર્વત્ર ભ્રમણુ કરી રસાળ પૃથ્વીને જીતી રાજ્યમાં વધારો કરો; શૂર પુરુષનાં શૌતાર્ય બતાવવાનો કાળ હવે તમને આવી લાગ્યો છે; તમોએ કરેલ

વિદ્યાભ્યાસનો અનુભવ કરવાનો વખત હવે ચાલ્યો આવે છે ” આવી રીતે જ્ઞાનસિંહ રાજાએ અનુપમ બોધ આપ્યા પછી સારા શહેરમાં કુંવરની સ્વારી ફરી મહાવતે આણેલી હાથણી ઉપર અંબાડીમાં કુંવર પ્રેમસાગર બેઠો અને મંદર પર્વતના ભ્રમણથી ક્ષીર સાગરમાં થતાં જળ ભ્રમણ જેવા શ્વેત, રાવણના બાહુદંડને આધારે રહેલા કૈલાસ જેવા શોભતા મોતીની સેરોથી છવાઇ ગએલા સહસ્ત્ર સળીઓ વાળા છત્ર વડે તેને છાંયા થઈ. ધીમે ધીમે સ્વારી પાછી રાજ્યદ્વારમાં આવી ત્યાં પદ્મ કુંવરીએ વધાવ્યો પ્રેમસાગર પોતાના મહેલમાં જઈ આરામ લઇ ઉત્તમ જરીયની પોશાક પહેરી પોતાની માતાના મહેલે નમન કરવા ગયો તેની આકૃતિ ત્યારે વિશ્વરૂપ આકૃતિ પ્રગટ કરનાર સર્વદેવ મય ભગવાન્ સૂર્ય નારાયણ જેવી દીસતી હતી.

પ્રેમસાગર પોતાની અપર માતાના મહેલે દીવાનખાનામાં જઇ તેને પગે લાગ્યો અને બોલ્યો માતા ! શીરછત્ર મહારાજાએ આપની અનુમતિથી મને આજે રાજ્યાભિષેક કર્યો, તેથી આપને પ્રણામ કરૂં છું આમ બોલી દંડની માફક પોતાની માતાને નમવા જમીન ઉપર પડયો.

સુંદર શણગાર અને કુદરતી સૌન્દર્ય સાથે મળવાથી દીસતા મનોહર અને મોહક ચહેરાએ અલંકૃત પ્રેમસાગરને જમીન ઉપર પડીને નમતાં અટકાવી છબીલ સુંદરીએ કામી અંતઃકરણવાળા ભાવથી કુંવરને આલિંગન દઇ જોરથી ચાંપ્યો. અને પોતાના પલંગ ઉપર પોતાની સાથે બળાત્કારે બેસાડયો.

“ કુંવર ! મારા ઘણા દિવસની ઇચ્છા આજે પરિપુર્ણ કરશો એમ હું અબળા તમારી તરફની આશા રાખું છું” છબીલ સુંદરીના દુષ્ટ અંતઃકરણે જિવ્હા દ્વારા માગણી કરી.

“ માતુ શ્રી ! પુત્રનો ધર્મ છે કે માતા પિતાની આજ્ઞા અંગિકાર કરવ તો એ નિયમથી હું વિરૂદ્ધ કેમ જાઇશ ? શું હુકમ છે તે જણાવો. હું આપનો હુકમ શિરસાવંઘ ગણુ છું” પ્રેમસાગરે પિતૃ ભક્તિ જણાવી

“પ્યારા કુંવર ! તમો માતાના ઉપનામથી કોને બોલાવો છો ? તમારી માતા સત્યવતી તો ગયાં હવે હું તો તમારી પત્નિ થવાને યોગ્ય છું તેથી પ્યારી કહીને બોલાવો તો મારૂં કામાગ્નિથી ઘણી મુદતથી બળતું હૃદય થોડે દરજજે શાન્ત પડે ” છબીલ સુંદરીએ પોતાની પાપ વૃત્તિ બે ધડક જાહેર કરી.

જ્યારે છબીલસુંદરી બોલી કે "પ્યારી કહી બોલાવો" ત્યારે પ્રેમસાગર પલંગ ઉપરથી એકદમ ઉતરી જઈ દુર ઉભો રહ્યો. તેની ગતિ જડ થઇ ગઇ. ગાત્ર શિથિળ થઇ ગયું અને બહિર્ગતિ બંધ થઇ જવાથી દિગ્મુઢ બની ગયો, અને ક્રોધાગ્નિથી લાલનેત્રે-ધડકતે-હ્રદયે-કંપતે શરીરે છબીલ સુંદરી સામો ઉભો રહ્યો,

" શું વિચાર કરો છો ? મને કામાગ્નિથી બળતીને બચાવો. આવો આ બીછાવેલા પલંગપર બેસી મારો અનુગ્રહ કરો. નહિ તો સ્ત્રી હત્યા ચોટશે. આંહી કોણ જોવા આવનાર છે ? તમારૂં અને મારૂં જોડું મળવું દુર્લભ છે. મહારાજા અત્યારે આંહી આવે એવો સંભવ છેજ નહિ. દાસીઓ પણ સૌ પોત પોતાના કામમાં છે. તો પછી ભય શા માટે રાખવો જોઈએ ?" આમ બોલી કુંવરનો હાથ પકડી તેને પલંગપર બેસાડવા સારૂ પોતે પલંગપરથી બેઠી થઈ કુંવરનો હાથ પકડવા તેના તરફ ચાલી.

છબીલ સુંદરી કુંવરની નજીક આવવા લાગી ત્યારે પ્રેમસાગર બે કદમ દુર હઠી જઇ પોતાની તલવારની મુઠ ઉપર હાથ નાંખી બોલ્યો.

" દુષ્ટ દુર રહે. જો તું મને અડકીશ તો નક્કી તારા દેહનો અંત આવશે. તારી ભ્રષ્ટ મતિને મેં જાણી નહિ. તારી આવીજ નીચ ઇચ્છા છે એમ જો મને પ્રથમથીજ ખબર પડત તો હું કદી તારા મહેલના ઉમરા સામું જોત નહિ, અરે દુષ્ટ ! તારૂં મારા પરનું વ્હાલ તે શું આવા અધમ પ્રકારનુંજ હતું ? અરે પિતા ! હું તો રતિ-કામથી અજાણ્યો હતો પણ આપ સુજ્ઞ છતાં આ દુષ્ટની દુરાચરણી વર્તણુંકને ઓળખી શકયા નહિ. ? મહારાજા ભર્તૃ હરિએ કહ્યું છે.

**भर्ता यद्यपि नीति शास्त्र निपुणो; विद्वान कुलीनो युवाः**
**दाता कर्ण समः प्रसिद्ध विभवः स्त्रीसग दीक्षा गुरुः ।**
**स्व प्राणाधिक कल्पिता स्ववनिता स्नेहात्सदापलिण;**
**तं कान्तं पशु वद्विहाय तरुणी जारं पातं वञ्छिति ॥**

પોતાનો પતિ નીતિ શાસ્ત્રમાં નિપુણ, વિદ્વાન કુલીન તરૂણ કર્ણ સમાન દાતા, વૈભવવાળો સ્ત્રીનું મન પ્રસન્ન રાખવામાં શ્રેષ્ટ, પોતાના પ્રાણકરતાં અધિક પ્યાર રાખનાર, અને ઉમળકાથી સદા પાલણ કરનાર આટલાં લક્ષણોથી યુક્ત છતાં જારીણી સ્ત્રી તે પુરૂષને પશુવત્ ગણી જાર પુરૂષની ઇચ્છા કરે છે. " ખરેખર ! સ્રીથી જેટલું સાહસ થાય તેટલું પુરૂષ કદી સાહસ ન કરે. મેં જો તેને આવી જાણી હોત

તો હું તારી પાસે આવા એકાંતમાં તો શું પણ ભર મનુષ્યની મધ્યમાં એ દુર રહેત. ઓ દુષ્ટ ! તું તો મારી અસિને શરણુ થવાને જ યોગ્ય છે પરંતુ તેમ કરતાં સ્ત્રી હત્યા–માતૃ હત્યા ચોટે તે મહાન દોષ ના લીધે તને હું જાતી કરૂં છું પણ જો તારામાં મનુષ્યતાનો અંશ માત્ર અવશિષ્ટ હોય તો લજ્જાથી આત્મ હત્યા કરીને મરીજા. જો તેમ નહિ કરીશતો યાદ રાખજે જગકર્ત્તા પ્રભુ તને તારી આવી ભ્રષ્ટ રીતિનું ફળ આપ્યા વિના રહેશે નહિ." પ્રેમસાગરે ગુસ્સા યુક્ત કહ્યું.

"ઠીક! કુંવર શ્રી! જોયું તમારૂં જ્ઞાન. ઘણું થયું હવે સમજીને પલંગ ઉપર આવો, નહિ તો જોશો કે કામ વિરહથી પીડાએલ જે હું તેની અવગણના કરવાથી કાલે સવારમાં ઇશ્વર કેવું ફળ આપે છે તે. મારૂં કહ્યું માની તમારૂં ભલું ઇચ્છતા હો તેમજ રાજ્ય ભોગવવું હોય તો મારી સાથે રંગ ભોગનું સુખ માણો." છબીલ સુંદરીએ પોતાની અધમ ઇચ્છાજ જણાવી.

"હે કાલંગ ભગવાન! શું અદ્યાપિ આપના પ્રકટ થવાનો સમય આવી લાગ્યો નથી ? આવા ઘોર કલિકાલ અને અતિ અત્યાચારના વિસ્તાર ને જોયા છતાં પણ આપ મૌન ધારીને બેશી રહેશો ? ઓ ક્ષત્રિયાણી કુળ દુષણ સ્ત્રી !! તારા ઉપત્પન્ન થયા વિના આ પવિત્ર ભૂમિનું શું અડી રહ્યું હતું? તારા જેવી વ્યભિચારીણી ઉપર આકાશ તુટી પડીને તને કેમ દબાવી દેતું નથી ? પૃથ્વી માતા ફાટીને તારા પાપીષ્ટ દેહને પોતાના ઉદરમાં શા માટે સદાને માટે સમાવતાં નથી ? અગ્નિ બાળીને તને ભસ્મી ભૂત કેમ નથી કરતો? અરે વાતાવરણ તારી મહાન ગતિએ આ દુષ્ટને પ્રચંડ સમુદ્રમાં કેમ નાંખી દેતું નથી? હે પ્રભુ! જે જિહ્વા આવાં દુર્વચનો ઉચ્ચારે છે તે તુટી પડી ને સહસ્ત્ર ટુકડા શા માટે થતા નથી. ? દુષ્ટ તારી સાથે હવે ભાષણ કરવાથી મારો આત્મા દોષીત થાય છે. તને લવલેશ આબરુ જવાની બ્હીક રહે છે? મહારાજાની પણ દહેસત ખાય છે! ઓ કુલકલંકિત ! મારૂં ગમે તે થાય. રાજ્ય જાય, દ્રવ્ય જાય, સગાંથી વિયોગ થાય, અને કદી આ દેહ પણ જાય, પરંતુ આ અંતઃકરણ કદી આવું અઘોર કર્મ કરવાને લલચાશેજ નહિ એ ચોકસ માનજે. મારે રાજ્યની દ્રવ્યની કે આ ક્ષણભંગુર શરિરની પણ લવલેશ દરકાર નથી. ફક્ત ઇશ્વરની દયા–કૃપાની જ જરૂર છે. અને તોટલા માટેજ આ જીવિત છે; એમ જાણજે. તારા જેવાંજ સર્વ ઉત્પન્ન થયાં હોત તો ક્ષણ

માત્રમાંજ પૃથ્વી પ્રલય રૂપ ધારણુ કરત. તુંમારી અપરમાતા છે છતાં કહેવું પડે છે કે તારી માના પેટ પથ્થર કેમ ન પડી? અથવા તારો જન્મ શૂદ્ર જાતિમાં કેમ ન થયો? અરે! શૂદ્ર જેવી હલકી જાતિ પણ પોતાના પુત્રથીજ અધર્મ આચરતાં ઇશ્વર કોપને લીધે ડરે છે. પરંતુ તને તો વિરંચિએ સઘળી દુષ્ટ સ્ત્રીઓની અધિષ્ટાતા જ બનાવી જણાય છે. રજપુતાણીને પાતિવ્રત્ય સમાન અન્ય એકપણ ભુષણ નથી એ તત્વનું સ્મરણ દિગ્ન્તર વ્યાપક છે છતાં તારી મતિ આટલે દરજ્જે દુષ્ટ છે એથી જણાય છે કે તું વિજાતિય છે. દુષ્ટ! તારા કાળા મોંના દર્શનથી જે પાતક લાગે છે તેના નિવારણનું કાંઇ પણ પ્રાયશ્ચિત રૂપ સાધન નથી." આમ બોલી પ્રેમસાગર તેનો મહેલ હમેશને માટે છોડી પોતાના મહેલે આવ્યો.

શયન મંદિરના દ્વાર બંધ કરી પ્રેમસાગર ઊંડા વિચારમાં તલ્લીન થયો. હવે મારે શું કરવું? હે પ્રભુ! તેં મને કેવો ફસાવ્યો છે? અરે! તે મને ચુંબન કરતી આલિંગન આપતી તે વાત્સલ્ય પ્રેમથી નહિ, પણ આવાજ પ્રેમથી કરતી એ હવે મને જણાય છે. બેન પદ્મ કુવરી! તું મને વારંવાર કહેતી કે ભાઈ! આ સત્યવતી માતા સમાન ન હોય હો, તું વારંવાર ત્યાં જવું આવવું ન રાખ. વખતે વિઘ્ન આવશે. આવું આવું બોલતી તે શું તેની મનોર્મિ તું સમજી ગઈ હતી? હા. એમજ હોવું જોઇએ. તો પછી તેં મને માર્મિક શા માટે કહ્યું? હું શું સમજી શકું? જો તેં ખુલ્લુજ મને કહ્યું હોત તો કદી તેની નજીક જાતજ નહિ. હશે. જે થયું તે થયું પણ હવે શું કરવું? દુષ્ટ જરૂર કાંઇક તર્કટ કરી મહારાજાનાં કાન ભરશે. અને તેથી મહારાજા સવારમાંજ મારી ફજેતી કરશે. નક્કી દેહાંત દંડની અગર વનવાસની શિક્ષા કરશે. દેશવટો દે અગર મરણ થાય તેની બીક નથી પરંતુ પ્રજા સમક્ષ હું અપરાધી અને કલંકિત ઠરીશ. એજ મહાન અફસોસ છે. કહ્યું છે કે

"नभीतो मरणादस्मि केवलं दूषितं यशः ।
विशुद्धस्य हिमे मृत्यु पुत्र जन्म समः किल ॥

હું મરણથી બીતો નથી પણ મારો યશ દુષિત થાય છે તેથીજ કેવળ બીઉં છું જો હું નિષ્કલંક મરીશ તો છોકરાના જન્મોત્સવની બરાબર મારૂં મરણ થયું માનીશ" આવી રીતે દોષિત રહીને મરીશ એજ દીલગીરી છે હું સભા સમક્ષ નિર્દોષ છું એમ જાહેર કરીશ-પણ

કયો પુરાવો છે? કોઇ કેવી રીતે ફકત મારા બોલવાનેજ સત્ય માનશે? નહિજ મનાય પણ ઉલટા મહારાજા કોપીત થશે. અને તત્કાળ દેહાંત દંડ થશે. ત્યારે શું મારી પોતાની હાથેજ જીવન મુક્ત થાઉં? ના પાપીષ્ટ ગણાઇ મરવું તો નહિ. જો તેમ કરૂં તો નકી હું દોષિત ઠરી ચુકીશ. ત્યારે શું કરવું? હા એકજ ઉપાય છે. કે પિતાને અગર કોઇને જણાવ્યા સિવાય આ દેશ છોડી અત્યારે રાત્રિએજ ચાલ્યા જવું અરે! તેમ કરીશ તો પછી પિતા કેમ જાણશે કે હું નિર્દોષ છઉં? કોણ સાક્ષી આપશે? જો આમ કરીશ તો છબીલ સુંદરીનું સત્ય ઠરશે અને મેં નીચ કામ કરવાનો ઇરાદો કરેલ અને તેથી ભાગી ગયાનું સર્વ કોઇ માનશે. હવે શું કરવું? આંહીથી ચાલ્યા જવું એ તો ચોકસ છે. હા. એમ કરૂં કે પિતાશ્રી ઉપર એક પત્ર લખી તેમાં સર્વે હકીકત જણાવી આ પલંગના બીછાના ઉપર રાખી જવો જો ઇશ્વર અનુકુળ હશે અને “**सत्य-मेव जयति**” આ મહા વાકય સાચું હશે તો આ કાગળ પિતાના હાથમાં જઇ મારો ન્યાય ઉતરશે.

હું જઇશ તો ખરો પણ મારા ગયાથી પરમ પ્રીય ભગિનીનું શું થશે? ખરેખર! મારા વિના તે ઝુરીઝુરી પોતાની દેહ પાડી નાંખશે. જે મારા વિના ઘડીપણ રહી શકતી નથી તેને મારો હમેશનો વિયોગ કેવો પીડશે? વળી અપર માતાના હાથ નીચે કેમ રહી શકશે તેના ઉપર જો દુઃખ રૂપ વાદળ લાવી મુકશે તો શું થશે? હશે. બેચાર વરસે પોતે ગૃહસ્થાશ્રમી થતાં મને ભુલી જશે; અત્યારે તેના ઉપર પણ કાગળ લખીશ.

કનકાવતી રંગ મહેલ.

**રાજ્યાભિષેક રાત્રિ.**

પરમ પુજ્ય શીરછત્ર પિતાશ્રી

આજે આપ મને યૌવરાજ સાથે રાજ્યાભિષેક કર્યો પરંતુ તેનો ભોકતા થવાને હું ઇશ્વર તરફથી નાલાયક ઠરી વનાભિષેકને લાયક ઠર્યો. મારાં વિધિજ એવાં હશે ત્યાં નિમિત્તનો દોષ કાઢી બીજાંને દોષિત ગણવા માગતો નથી. પણ હે વડીલ! આપનો દીન પુત્ર જે દેવી સત્યવતીના હાથ નીચે ઉછરેલ છે તે પોતાના પ્રાણાન્તે પણ આવી અધમ નીતિ આચરવાની વૃત્તિ રાખશે નહિ અને એવી દુષ્ટ

વૃત્તિ ઉદ્ભવી પણ નથી. એ મારા અને આપના સહવાસને અંતે આપને માનવું અગર ન માનવું તેને માટે મુખત્યાર છો.

હાલમાં આપની તથા રૈયત અને રાજ્યદ્વારી માણસોની દ્રષ્ટિએ નરાધમ જણાઇશ ખરો પરંતુ દુષ્ટ માણસનું દુષ્ટ કર્તવ્ય લાંબી મુદત ટકી શકતું નથી, આ ઇશ્વરી કાયદો છે. આપ મહાનીતિજ્ઞ મહારાજા છો ન્યાયા ન્યાયના શોધક પ્રવિણ ન્યાયાધિશ છો. તેથી મારી છેલ્લી વિજ્ઞપ્તિ છે કે મને ન્યાય આપજો. જોકે મને આપના ન્યાયની અંતઃકરણ પૂર્વક ઇચ્છા નથી પરમ કૃપાળુ પરમાત્મા જરૂર ન્યાય કરશેજ. પણ આ જગજ્જનોનાં અંતઃકરણ મને તીરસ્કારે નહિ એવી ઇચ્છા આ દેહ જ્યાં સુધી આ ભૂમિ ઉપર છે ત્યાં સુધી રહે છે. તેથી આપની પાસેથી ન્યાય મળવાની યાચના કરૂં છું.

મારા ગયાથી આપના રાજ્યમાં પ્રાન્તમાં શહેરમાં કે મહેલમાં મારા દેહ, તે પર ધારણ કરેલ વસ્ત્ર અને એક અશ્વ સિવાય કાંઇ ચીજ ગયેલી નથી એ ચોકસ માનજો. મારા ગયાથી મારી પરમ સ્નેહિ ભગિની, તે અત્યંત દુઃખી થશે તો તેને આશ્વાસન આપશો.

મારે આપને જણાવ્યા સિવાય ગુપ્ત રીતે જવાનું કારણ એટલુંજ કે આપનો ક્રોધગ્નિ શાન્ત પડે. અને જ્યાં નીચ મહિલાઓનો વાસો હોય તે સ્થાનમાં રહેવું એ વખત પરત્વે પ્રાણની હાની થાય, આમ ધારીનેજ કોઈ અગમ્ય સ્થળે રઝળીશ-રખડીશ-ભટકીશ. પણ આખરે આત્મ હત્યા ન કરતાં ઇશ્વર ઇચ્છા મુજબ વનેવન રણેરણ અથડાઇશ એજ અરજ.

લી. આપના નિર્મલ ચરિત્રમાંથી હમેશને માટે ખસી જવાને ઇચ્છનાર આપનો આજ્ઞાકિંત કહેવાઇ ગયેલો **પ્રેમસાગર.**

પ્રેમસાગરે આવી રીતે કાગળ લખી એક નીફાફામાં બંધ કરી પોતાના પલંગની તળાઇ ઉપર રાખી દીધો. બીજો પત્ર પણ પોતાની ભગિની ઉપર લખી ત્યાંજ મુક્યો. અને પોતાના અશ્વ ઉપર જીન



નાંખી તંગકસી તલવાર, ભાલો, કટાર, ઢાલ, વગેરે ઓજાર લઇ સ્વાર થઇ રાત્રીના બાર વાગે કનકાવતી નગરીને છેલ્લા સજળ નેત્રે પ્રણામ કરી રવાના થઇ ગયો.

# એકાદશ પરિચ્છેદ.

---×---

## પ્રેમસાગર ચાંપાનગરીમાં



જ્યે સ્થળે જવું છે. તેની આવશ્યકતા સિવાય જ્યાં જવાય ત્યાં જવાના ઇરાદાથી પોતાના અશ્વને પુરવેગમાં ચલાવતો કુંવર પ્રેમસાગર રસ્તો કાપવા લાગ્યો. ચાર દિવસ અને ચાર રાત્રિ સરખી રીતે પ્રવાસ કર્યા પછી પાંચમે દિવસ મધ્યાહ્ન કાળ પછીના ત્રીજા પહોરની શરુઆતે એક ભયંકર જંગલમાં આવી લાગ્યો. જંગલનો કેટલોક વીકટ રસ્તો કાપ્યા પછી 'ઓ સામતસિંહ જલદી આવ, દોડો. અરે! કોઇ મદદ કરો. કોઇ બચાવો.' આવાં કરુણાળુ વાકય પ્રેમસાગરની શ્રવણેન્દ્રિયને અથડાયા. એટલે પોતાના શ્રમિત પણ જાતિલા અશ્વને તે તરફ હંકારી મૂકયો. નજીક જઇને જુએ છે તો એક ગૌર ગાત્ર વાળા પૌઢાવસ્થાએ પહોંચેલ પણ મજબુત બાંધા વાળા પુરૂષની સામે વિકાળસિંહ ગર્જના કરતો ચાલ્યો આવતો જણાયો અને તેને લીધેજ પેલો પુરૂષ નાહિમ્મત થઈ મદદ માટે બુમ મારતો હતો.. સિંહ નીચો નમી થાપો મારવા જાય છે તેવામાં પ્રેમસાગરે પોતાની તલવાર વતી તેનું મસ્તક ધડથી અલગ કર્યું તેથી પેલો પુરૂષ મૃત્યુ મુખથી બચ્યો.

"ભાઇ તમે કોણ છો ? આપની પાસે હથીઆર હતાં છતાં કેમ નાહિમ્મત થયા ? આપ ક્ષત્રિય જણાઓ છો છતાં સિંહ ગર્જનાથી કેમ ડરી ગયા ?" પ્રેમસાગરે પેલા માણસને પુછ્યું.

"અરે! ઓ સિંહ આવ્યો આ તલપમારી," સિંહના ડરથી પેલો માણસ બકવા લાગ્યો.

"ભાઇ! સિંહ તો યમસદનમાં પહોંચી ગયો. આપ આંખ તો ઉઘાડો જુઓ તમારી સામેજ મરેલો પડયો છે. હવે તમે તેનાથી

અભય છો. આપ ક્યાં જતા હતા ? તમે સામસિંહને પોકારતા હતા તે કોણ છે ? અને ક્યાં છે ?" પ્રેમસાગરે સવાલ કર્યો.

આંખ ખોલી જ્યારે પેલા માણસે પ્રેમસાગર સામું જોયું અને સિંહને મરેલો દેખ્યો ત્યારે શુદ્ધિમાં આવ્યો. એને પોતાના પ્રાણદાતાનો ઉપકાર માનવા લાગ્યો. અને બોલ્યો ભાઇ હું ચંપાનગરીનો રાજા છું. આ મારા જંગલમાં શિકાર કરવા નીકળ્યો હતો, મારી સાથેના માણસો નીમકહરામ થઇ મને એકલો મુકી ચાલ્યાં ગયાં એટલે હું એકલો રહ્યો અને આ વિક્રાળ વનરાજ મારાપર ધસી આવ્યો તેથી હું એકદમ બાયલો બની ગયો. ભાઇ ! હું ક્ષત્રિય છું તેથી બોલતાં શરમ આવે છે. પણ હું આટલે દરજ્જે કોઇ દિવસ નાહિમ્મત થઇ ગયો ન હતો, કોઇ કોઇ વખત હું એકલો શિકાર કરવા નીકળી આવી ઘણા સિંહ વાઘોનો શિકાર કરી આવતો, પરંતુ આજ મારૂ આ શુરાતન હણાઇ ગયું અને એક હીચકારા માફક બલ્કે એક ઓરત માફક મદદ માટે બીજાને બોલાવવા લાગ્યો. મારાં ઓજાર જેમનાં તેમજ રહી ગયાં. આ વખતે મારૂ અતઃકરણ એટલે દરજ્જે ભીરૂ કેમ બન્યું તે સમજાતું નથી. નક્કી આજ મારો અંતજ આવત પણ ઇશ્વર કૃપાએ આપ આવી ચડ્યા, અને મને પ્રાણદાન આપ્યું. તમારા લીધેજ હું નવી જીંદગી વાળો થયો. આપ કોણ છો ? કયાં જાઓ છો ? ચંપાનગરીનો રાજા પ્રેમસાગરને પોતાની હકીકત કહી તેને પુછવા લાગ્યો.

" મુરબ્બી શ્રી ! હું પણ એક ક્ષત્રિય છું મારે કયાં જવું છે એ ચોકસ ઠરાવ હજી મેં કર્યો નથી. પણ એટલું તો ચોકસ કે જ્યાં મારી યોગ્યતા સચવાય ત્યાં જઈ રહેવું." પ્રેમસાગરે પોતાની મરજી બતાવી.

" જો આપનો વિચાર એવોજ છે તો મહેરબાની કરી મારી નગરીમાં પધારો ત્યાં હું આપને મારા ન્હાના ભાઇ તરીકે રાખી માન આપીશ. અને આપની યોગ્યતા બરાબર સાચવીશ. આપે મારાપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો કોઇ રીતે વાળી શકવાને અસમર્થ છું પરંતુ મારા આટલા જુજ આત્તિથ્યનો સ્વીકાર કરો." રાજાએ સ્નેહપૂર્વક પોતાની સાથે આવવા આગ્રહ કર્યો. એટલે પ્રેમસાગર ચંપાનગરી તરફ રાજાની સાથે ચાલ્યો.

રાજા પોતાના અતઃકરણમાં વિચાર કરે છે કે આ કોઇ વી-

રનર છે. રણુયત્નને પીછાણુનાર શૂરવીર હોઇ મારા શત્રુઓ આને લીધે નક્કી પરાભવ પામશે. ચ્હેરા પરથી કોઇ ઉત્તમ રાજ પુત્ર જણાય છે. એ તો ચોકસ કે મને દરેક બાબતમાં સારો સલાહકાર થઇ પડશે. આમ વિચાર કરતાં ચંપાનગરીમાં પ્રવેશ. કર્યો

રાજાએ સભા કરી પ્રેમસાગરને ઘણું માન આપ્યું રૈયત તથા મંત્રી વર્ગને પોતાની સઘળી હકીકત કહી બતાવી. અને પ્રેમસાગરનો ઉપકાર માની તેને સેનાપતિની જગો આપી પોતાના કુંવરને શસ્ત્રાસ્ત્રનું જ્ઞાન આપવા તેનો અધ્યક્ષ નીમ્યો. પ્રેમસાગરે પોતાના ઉપર વરસતા પ્રાસાદ વચનોનો ઘટતો પ્રત્યુત્તર વાળી પોતાપર બતાવેલ સ્નેહથી રાજાનો ઉપકારમાની તેણે આપેલ પદવી સ્વીકારી.

પ્રેમસાગર ચંપાનગરીમાં ચાર વરસ આનંદથી રહ્યો. રાજાના કુંવર નંદકુમારને સઘળી યુદ્ધ કળામાં પ્રવિણ કર્યો. તેને પોતાની સાથે લડાઇ પ્રસંગમાં સાથે લઈ જતો અને લડાઇમાં રાખવી જોઇતી સાવચેતી બહાદુરી સમયસુચકતા વગેરે બાબતોનો અનુભવ સાથે અભ્યાસ કરાવી પ્રવિણ બનાવ્યો યુદ્ધ કળા ઉપરાંત શાસ્ત્રનો અભ્યાસ કરાવતા ભુલ્યો નહોતો. પ્રેમસાગરને જનાનામાં જવાની પરવાનગી હતી પરંતુ ખાસ કારણ વિના તે જતો નહિ. તે ટુંક મુદ્દતમાં રાજા રાણી કુંવર કુંવરી અને પ્રજાજનની પ્રીતિ પાત્ર થઈ પડયો. નંદકુમારતો રાત્રિદિવસ પ્રેમસાગર સાથે જે રહેતો અને મોટા ભાઇનું ઉપનામ દઇ પુજ્ય ભાવે માન આપતો. આવી રીતે પ્રેમસાગર પોતાના પિતાના રાજ્ય કરતાં વધારે માન મરતબાથી હતો. પણ પાંચમાં વર્ષની શરૂઆતે તેના વિધિ અવળાં થયાં તે એકે રાજાની કુંવરી વિલાસીની યોગ્ય વયની થઇ હતી, જયારથી પ્રેમસાગર નંદકુમારને અભ્યાસ કરાવવા રાજયમહેલમાં આવતો ત્યારથી વિલાસીનીનું દીલ તેની સાથે પવિત્ર સ્નેહ બાંધવાને ઇચ્છતું હતું પરંતુ શરમ રૂપી મહાન આચ્છાદને લીધે પ્રેમસાગરને પોતાની મનોર્મિ જાહેર કરી શકતી નહોતી; પોતાના પિતા માતાને સમજાવી પ્રેમસાગર પાસે અભ્યાસ કરવા તેઓનો હુકમ લીધો હતો તેથી પોતાના ભાઇની સાથે પોતે પણ સ્મૃતિનો અભ્યાસ કરતી. ત્યારે તેનું અંતઃકરણ અભ્યાસમાં જેટલું રહેતું. તે કરતાં સહસ્ત્રઘા વિશેષ પ્રેમસાગરના મોહક ચહેરાના ધ્યાનમાં રહેતું પોતાના મહેલે જતી ત્યાં પણ પ્રેમસાગરની પ્રતિમાનું મનન કરતી; સ્વપ્નામાં પણ પ્રેમસાગર જોતી ઉપરાંત

જ્યારે તેના માતાપિતા પ્રેમસાગરના સદ્ગુણો તથા શૂરતાનું વર્ણન કરતાં ત્યારે ઘણા આનંદ પૂર્વક સાંભળી, તેની ધર્મ પત્નિ થવાને આતુર બનતું.

વીલાસીનીને પ્રેમસાગરની સાથે એકાન્ત મળી શકી નહિ. એકાન્ત મળવાને માટે વિલાસીની તક શોધ્યા કરતી હતી. પરંતુ છબીલ સુંદરીના પ્રપંચ પ્રતાપે ચતુર બનેલ પ્રેમસાગર હવે કોઇ રીતે છેતરાય તેમ ન હતું, વિલાસીની પોતાની પાસે અભ્યાસ કરવા આવે તેમાં પ્રેમસાગરનું અંતઃકરણ કોઇ રીતે ખુશી ન હોતું પરંતુ રાજાનો તથા રાણીનો હુકમ થયો તેનો અનાદર કરવો એ તેના આજ્ઞાકિંત દીલને યોગ્ય લાગ્યું નહિ. પણ હુશીયારી ઘણી રાખતો. આખરે એક દિવસ કુંવરને અભ્યાસ કરાવી પોતાના મહેલે જવાસારૂ ઉભો થઈ પોતાના બુટ પહેરવા લાગ્યો તો તેમાં એક કાગળનો ટુકડો જોયો એટલે તેને હાથમાં લઇ વાંચવા લાગ્યો. વાંચતાંની સાથેજ પોતાનાં વિધિને ધિઃકારતો ઉંડો નિશ્વાસ નાંખ્યો. આ જીવને કોઇ સ્થળે આરામ છેજ નહિ. જંગલે જંગલ અને રણેરણ ભટકવાનેજ સરજાએલ જણાય છે.

"ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्मान्ड भान्डोदरे
विष्णुर्येन दशावतार गहने क्षिप्तः सदा संकटे ।
रुद्रो येन कपाल पाणि पुटके भिक्षाटनं कारितः
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्माद् नमः कर्मणे ॥

જે કર્મ બ્રહ્માને બ્રહ્માન્ડની વચમાં કુંભારનું કામ સોંપેલું છે, વિષ્ણુને, દશ અવતારના મોટા સંકટમાં નાંખેલા છે, જે મહાદેવજી પાસે ખોપરીમાં ભીખ મંગાવે છે. અને સૂર્યને નિરંતર આકાશમાં ભમાવે છે. તે કર્મને હું નમસ્કાર કરૂં છું." હવે શું કરવું? અરે! ગમે તેમ થાય તોપણ પ્રપંચના પુતળાની સાથે, નર્કના દ્વારની સાથે અને વિષયનીજ ઇચ્છા ધરાવનારા સ્ત્રીની સાથે મારે કદી સંબંધ જોડવોજ નથી. ત્યારે આણે આ પત્રિકાનો જવાબ માગ્યો છે તો તેને શું લખવું? વિશેષ લખવાથી શો ફાયદો છે? 'ના' આ એક અક્ષરજ ઘણો છે. આમ વિચારી વિલાસીની ચીઠીમાં મોટે અક્ષરે 'ના' આ એક અક્ષરજ લખી ચીઠી ત્યાંની ત્યાંજ ફેંકી પોતે ચાલતો થયો.

પ્રેમસાગરે ચીઠીમાં કાંઇક લખ્યું એમ વિલાસીનીની છુપાઇ રહેલી દાસીએ જાણ્યું ત્યારે પ્રેમસાગરના ગયા પછી તે ચીઠી ઉપાડી લઇ પોતાની માલિકીની પાસે લઈ જઈ તેના હાથમાં આપી, પોતે નિઃસીમ પ્રેમના ઉમળકા સાથે ચીઠીના જવાબની રાહ જોઇ રહી હતી તે ચીઠી આવતાં-વાંચતાં કેમ જાણે પોતાની સારી જીંદગી હારી ગઇ હોય, કેમ જાણે વજ્ર પ્રહાર કે તેથી પણ મહા દારૂણ પ્રતિઘાત થયો હોય તેમ પોતે બેઠેલ આસન ઉપર પડી ગઇ, ત્યારે પાસે ઉભેલ દાસીએ આશ્વાસન આપી શાન્ત પાડી, ઇશ્વર તમારી મનો કામના પૂર્ણ કરશેજ. તમારી ઇચ્છા પ્રેમસાગરનેજ પતિ તરીકે સ્વીકારવાની છે તો તે પ્રયાસ હું જરૂર કરીશ. આપની વતી રાણી સાહેબને બલ્કે ખુદ મહારાજાને પણ આપની આ ઇચ્છા પ્રસંગ આવે વિનતિ કરીને તમારા મનથી માનેલા ભરથારને વેદવિધિએ મેળાવી આપીશ માટે હવેથી આ ફિકર આપે છોડી દેવી હું બધો પ્રયાસ કરીશ, આવી રીતે પોતાની શુભેચ્છક દાસી તરફથી આશા મળતાં પ્રેમસાગરની મૂર્તિનું ધ્યાન કરતી પોતાનો વખત કાઢવા લાગી.

હમેશના નિયમ મુજબ ચંપાનગરીના રાજાની કચેરી ભરાઈ રહી છે, રાજા સિંહાસનારૂઢ થયેલો છે એક બાજુએ પ્રધાન અને રાજદ્વારી અમલદારો ભાયાતો બેઠા છે બીજી તરફ પ્રજાના આગેવાન ગૃહસ્થોએ પોતાની હમેશની બેઠક લીધેલી છે; રાજાની સાથની બેઠકની જમણી બાજુ રાજકુંવર નંદકુમાર અને પ્રેમસાગર બંને બેઠા છે. ન્યાય પ્રકરણનું વિવેચન થઇ રહ્યું છે તેવામાં એક પ્રતિહારે રાજાને નમન કરી કહ્યું નામદાર ! આપણા પુરોહિત હજુરમાં આવવા માગણી કરે છે. જેવો હુકમ.

"ઘણું સારૂ જલદી બોલાવી લાવ." રાજાએ આનંદ સાથે કહ્યું.

રૂત્વિજે મહારાજા તથા કુંવરને આશિર્વાદ આપી રાજાની સૂચના પ્રમાણે તૈયાર રાખેલ એક બેઠક ઉપર તે બેઠો.

"બોલો શું ખબર લાવ્યા છો ? ઘણી મુદત થઇ ગઈ ?" રાજાએ સવાલ કર્યો. " ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! હું નિરાશ થઇ આપની પાસે આવ્યો છું મેં ઘણા મુલક જોયા ત્યાંના રાજાઓ રાજકુંમારોનું નીરક્ષણ કર્યું તો કોઈ વ્યભિચારી, કોઇ મધુપાનમાં ઉન્મત્ત કોઇ પ્રજા

પીડક તો કોઇ મૂર્ખ અને કોઇ આપણા કરતાં હલકા રાજ્યવાળો અને કોઇ કરૂપ. આવી રીતે ખાંપણ વાળા જોયા પણ આપણી રાજબાળાને લાયક ગુણ રૂપ કે ઉમ્મર વાળો કોઇ રાજા કે રાજપુત્ર જોયો નહિ. એટલે આશા ભંગ થઇ આપની પાસે આવ્યો હવે આપની ઇચ્છા મુજબ તજવીજ કરાવો. કનકાવતીના મહારાજા જ્ઞાનસિંહનો પ્રેમસાગર સાંભળવા પ્રમાણે ઘણો રૂપાળો શૂરવીર સદ્દગુણી અને રણયજ્ઞને પીછાણનાર તથા યોગ્ય ઉમરનો છે. પરંતુ તે આજે ચાર પાંચ વરસ થયાં કોઇ કારણને લીધે દેશાવર બેઠે છે તેથી તે મળવો દુર્લભ છે." બ્રાહ્મણે પોતાની હકીકત જાહેર કરી.

પોતાના આશ્રિત બ્રાહ્મણને કુંવરના યોગ્ય વરની શોધ કરવા મોકલેલ અને તે ચોકસ ખબર લાવશે એમ ધારીને બેઠેલ રાજાના અંતઃકરણમાં બ્રાહ્મણના બોલવાને લીધે નિરાશા ઉત્પન્ન કરી. કુંવરી હવે યોગ્ય ઉમરની થઈ ગઈ છે. તરતમાંજ તેનું પાણિ ગ્રહણ કરી દેવું જોઇએ. તો હવે કોની સાથે પરણાવવી ? મને પણ અત્યારે કોઈ રાજા અગર રાજકુંવર કુંવરીના યોગ્ય યાદ આવતો નથી. આવી રીતે રાજાને મોટા વિચારમાં લીન જોઇ તેના પ્રધાને ઉભા થઇ રાજા પાસે એકાન્ત સલાહ કરવાની માગણી કરી

રાજાએ પ્રધાનની માગણીને માન આપી તે તથા પ્રધાન ખાનગી મહેલમાં ગયા.

" નામદાર! મારી પુત્રીની મારફતે મારી પતિન દ્વારા મને ચોકસ બાતમી મળી છે કે કુંવરબાનું અંતઃકરણ આપણા શૂરવીર મોટા કુંવર સાહેબને પોતાના પતિ તરીકે પસંદ કરવાને ઉશ્કેરાયું છે. તે એટલે સુધીકે હવે બીજા પુરૂષને તેઓશ્રી પિતા ભ્રાતા તુલ્ય માની બેઠા છે. તો પછી મારી સલાહ તે કુંવરીબાની ઇચ્છાને અનુકુળ બને છે આપની શી ઇચ્છા છે ?" પ્રધાને પુછયું

" પ્રધાનજી! મોટા કુવરનું શૌર્ય તેની પ્રમાણિક રાજ્ય ભક્તિ તેની નીતિ અને તેનું કુદરતી રુપ સૌન્દર્ય જોઇ તમારા વિચારને હું મળતો આવું છું પરંતુ તે પોતે ક્ષત્રિય બોલાવે છે. એ સત્ય છે પરંતુ આપણને પુરી માહિતી સિવાય કન્યા દેઇ દીધાથી કદી જો બીજીજ જાત નીવડે તો બીજા સઘળા રાજાઓ તરફથી હું હાંસી પાત્ર ગણાઉં" રાજાએ પોતાની ઇચ્છા જણાવી.

"હજુર! તેના ચહેરા ઉપરથી અને તેની કાન્તિ ઉપરથી જણાય છે કે તે નક્કી રાજપુત્ર છે, પરંતુ દુર્દૈવની અત્યંત પ્રબળતાને લીધે અહીંથી તહીં રખડવા નીકળ્યો છે, વિશેષમાં મને એટલે દરજજે વિચાર થાય છે કે રખે જ્ઞાનસિંહનો પુત્ર પ્રેમસાગરજ હોય. અને જો એમજ હોય તો આપણુને કેટલો આનંદ થવાનો? માટે મારો વિચાર તો એવોજ છે કે કુંવરી સાહેબનો સંબંધ તેમની સાથેજ જોડવો. વળી બા સાહેબ તો તેમનેજ પતિ કરવા ધારી બેઠાં છે ખાલી આપની અનુમતિ શી છે.! એટલુંજ ઇચ્છે છે. તો પછી આવા સંજોગો મોટા કુંવર સાહેબ સાથે રાજબાળાનો સંબંધ જોડવામાં ઘણો આનંદ રહેશે. વળી રાજ કન્યા સાથે પોતે બીજે સ્થળે ન જતા આંહીના આંહીજ રહેશે તેથી કરી રાજ્ય બંધારણુની મજબુતાઈ સારી રહેશે તેના પરાક્રમને જાણનાર આપણા દુશ્મનો ફરી વખત આપણી સામાં ચેં ચું કરતા નથી તેનું કારણ તેજ છે. આ પ્રમાણે મારી સલાહ છે આપની મરજી મુજબ કરવા આપ મુખત્યાર છો" પ્રધાને પોતાની ફરજ બજાવી.

" હવે મારો વિચાર સર્વ રીતે તમોને અનુકુળજ છે. માટે સભામાં આવી સઘળી રૈયત અને આપણા ભાયાતો સમક્ષ મારો વિચાર જાહેર કરો." રાજાએ પ્રધાનને હુકમ કર્યો અને બંને સભામાં આવી પોતાના આસન પર બેશી રહ્યા.

રાજા તથા પ્રધાનને મસલત કરતાં ઘણો વખત ગયો જાણી સર્વ સભાસદ પોત પોતાના દીલમાં વિચાર કરવા લાગ્યા કે શું મસલત ચલાવતા હશે; રાજબાળાના સંબંધ સબંધી વાત કરતા હશે, કે લડાઇ માટે વિચાર ચલાવતા હશે, કે કોઇ જાતનો કર વેરો વધારવો–ઘટાડવો એ સલાહ કરતા હશે કે શું વિચાર બંધાતા હશે? આમ અનેક શંકા થતી હતી તેમાં પ્રધાને પોતાની બેઠક ઉપરથી ઉભા થઈ કાંઈક બોલવાનું શરૂ કર્યું એટલે સર્વેનું ધ્યાન વિચાર વમળમાંથી નીકળી પ્રધાનના બોલવા તરફ ચોટયું.

"સ્વામિ નિષ્ટભાયાતો અને સદ્‌ગૃહસ્થો! મહારાજાએ પુરોહિતને દેશદેશાન્તરમાં ફરી કુંવરીબાના યોગ્યવરની શોધ કરી આવવા સારૂ મોકલ્યાહતા પરંતુ તેઓ નિરાશ થઈ પાછા આવ્યા. પણ બાશ્રીને યોગ્ય મળતા રૂપગુણુવાળો એક વીર ક્ષત્રિયનર આ રાજ્ય-

માંજ છે. તેના સદ્‌ગુણોના પ્રવાહથી આપ કોઈ અજાણ નથીજ. કેમકે તે ક્ષત્રિય કુળભુષણ નર આ સભામાં સર્વની પ્રત્યક્ષજ છે. તેના ઉપર એના સદ્‌ગુણ પ્રભાવે રાજા, રાણી, રાજબાળા રાજકુંવર અને પાવરીકજન અત્યંત વ્હાલ રાખી સ્નેહદ્રષ્ટિથી જુએ છે અને તે સર્વનું પ્રીતિપાત્ર છે. એવા મોટા કુંવરસાહેબની સાથે આપણા માહારાજા પોતાની કુંવરી વિલાસીની બાનું ભવિષ્ય જોડવા ઘણી ખુશીથી ઇચ્છા રાખે છે માટે તમારી અનુમતિ જણાવશો." પ્રધાને સર્વની ઇચ્છા કેવી છે તે જણાવવા સર્વને સુચના કરી. એટલે સર્વ બોલી ઉઠયા. "મહારાજાના આ વિચારને અમો સર્વ સંપૂર્ણ મળતા છીએ. તેઓ શ્રીએ દેશનું રક્ષણ કરવામાં, કુંવર સાહેબને અધ્યન કરાવવામાં દેશની આબાદાની સાથે દેશ વધારવામાં તેમજ ખુદ મહારાજાના પ્રાણ બચાવવામાં જે રાજભકિત જણાવી છે તે ઘણી પ્રસંશનિય છે. આવા સર્વ સદ્‌ગુણ સંપન્ન મોટા કુંવરસાહેબ સાથે કુંવરીબાનાં લગ્ન કરવાનો મહારાજાને જે વિચાર ઉદ્‌ભવ્યો છે તે ઘણો ઉત્તમ છે." સભાસદોની અનુમતિ મળી.

પેલો પ્રેમસાગર અને આ નગરીમાં મોટા કુંવરસાહેબના ઉપનામે ઓળખાતો નંદકુમારનો અધ્યક્ષ જે અત્યારસુધી વગર નિમેષે જોયા અને સાંભળ્યા કરતો હતો તેને બોલવાનો વખત આવ્યો એટલે ઉભા થઇ પોતાની અંતરોર્મિ કાઢવા લાગ્યો. "મહારાજાધિરાજ પ્રધાનજી! કુંવરસાહેબ, અને શાણાસભાસદો! મારા માટે આપ જે સ્નેહની લાગણી ધરાવોછો તેને માટે હું અંતઃકરણ પૂર્વક આપનો આભાર માનું છું વિશેષમાં અરજ કરૂંછું કે કોઇ મહાન કારણને લીધે મારા અંતઃકરણમા એવો ચોકસ વિચાર પેદા થઇ ગયો છે કે મારે કોઇ સ્ત્રીના પતિ ન થતાં મારી જીંદગી મહાત્મા ભીષ્મપિતામહ સમાન બ્રહ્મચર્યવસ્થામાંજ ગાળવી, મારા આ વિચારને હું સતત વળગી રહેવાની કોશીશ કરૂં છું અને ભવિષ્યમાં તેવીજ રીતે વર્તીશ માટે આપ સર્વેના આ વિચારથીહું વિરૂદ્ધ જઇશ તેને માટે માફ કરશો. વળી કુંવરીબાને મેં વિદ્યાધ્યન કરાવ્યું છે તેથી ધર્મથી તેઓ શ્રી

મારાં પુત્રી અથવા ભગિનિ છે. એટલે તેમનીસાથે મારો આવો સંબંધ થવો કેવળ અશકયજ છે. મારા આ જવાબને આપ સર્વ કોઇ ઉદ્ધત જવાબ માનતા હો તો આ એકજ વખતના અવિનયને માફ કરશો" આ પ્રમાણે બોલી પ્રેમસાગર બેશી ગયો.

પ્રેમસાગરે બીનસ્પૃહાથી રાજાના હુકમનો અનાદર કર્યો ત્યારે રૈયતજન તથા અમલદારવર્ગ તેના અકલ્યાણ થવાનાં ચિન્હની દયા ખાવા લાગ્યાં. પોતાના વચનનો અનાદર થવાથી તેનો ક્રોધ આખા શરીરે પ્રગટી જઇ તેને લીધે કંપવા લાગ્યો અને મોટે સાદે બોલ્યો શું મારૂં વચન નહિજ માન્ય રાખો ? હું તમારા ઉપર જે મહેરબાની રાખવા ધારૂં છું તેનો અનાદર આવી ઉચ્છૃંખળ રીતે કરશો ?

"હા આ બાબતમાં તો ચોકસ એમજ થવાનું" પ્રેમસાગરે જવાબ દીધો. "તમો કોની સાથે શું બોલો છો ? વિચાર કરો. વિવેક રાખો. મારા હુકમનો અનાદર અદ્યાપિ પર્યંત કોઇએ કર્યો નથી અને તમે મને પુરી રીતે અપમાન આપતાં લાંબો વિચાર કરો," રાજાએ કોપિત સાદે પ્રેમસાગરને કહ્યું.

"મેં વિચાર પ્રથમથીજ કર્યો છે. સંબંધ કરવામાં જ્યારે હુંજ નારાજ છું તો બળાત્કારે રાજ તનયા મને આપવામાં તમને શો લાભ છે ? એ હું સમજી શકતો નથી. કુંવરી કુરૂપ અજ્ઞાતા અથવા દુર્ગુણી છે એમ મારૂં કહેવું નથીજ પરંતુ મારા દૃઢ ઠરાવને ચુસ્ત રીતે વળગી રહેવાની ખાતરે ના પાડું છું. તેથી આપને અપમાન થયું જાણતા હો તો આપની મરજી ફેરવવાને હું અશકય છુ." પ્રેમસાગરે દ્રઢતા પૂર્વક જવાબ આપ્યો.

"તું સમજતો હોઇશ કે તારા લીધેજ આ રાજ્ય ટકી રહ્યું છે. હુંજ શૂરવીર યોધો છું. અને તેથીજ મેં તારા ઉપર વ્હાલ રાખ્યો છે. તો તારો આ વિચાર કેવળ વિરૂદ્ધ છે. જા ચાલ્યો જા. મારે તારી કશી જરૂર નથી." રાજાએ પ્રેમસાગરનો તીરસ્કાર કર્યો.

મહારાજા ! હું ગર્વી નથી પણ ઉત્તમ ક્ષત્રિયના પગની રજ સમાન છું પરંતુ આપ જે મારૂં અસહ્ય અપમાન કરો છો તો જો

મેં આપનું લુણ ન ખાધું હોત તો આપને બતાવી આપત કે એક ક્ષત્રિયનું અપમાન કરવામાં કેટલો સાર નીકળે છે. હું જાઉં છું આપે મને આપેલ મકાન સાથે સામાન સંભાળી લેજો જે મારૂં છે તેજ લઇ જાઉં છું " આટલું બોલી સભાસદોને યોગ્ય માન આપી કુંવરને પ્રેમથી હૃદય સાથે લગાવી, પોતાના અશ્વપર સ્વાર થઇ ચંપાનગરીથી પુર વેગમાં રવાનગી લીધી.

પ્રેમસાગરના ગયા પછી અરધી કલાકે રાજાનો ક્રોધ શાન્ત થયો ત્યારે ન્યાય દ્રષ્ટિથી જોતાં અને પ્રેમસાગરના જતી વખતના પણ વિનય ભાવનો ખ્યાલ થતાં પોતે કરેલ સાહસ કર્મને માટે મોટો પસ્તાવો કરવા લાગ્યો. મેં હાથ આવેલ અમુલ્ય રત્ન મૂર્ખાઇથી ગુમાવ્યું, અરે ! તેની ના મરજી છતાં બળાત્કારે કુંવરીનો સંબંધ કરવામાં શી સાર્થકયતા હતી ? મેં આ શું કર્યું ? હવે તે પાછો આ રાજ્યમાં શી રીતે આવે ? આમ અનેક વિચાર સાથે પોતાના ક્રોધને ધિઃકાર આપવા લાગ્યો. સભાસદોનું અંતઃકરણ પણ રાજાના ક્રોધની અવગણના કરવા લાગ્યું. કુંવર નંદકુમારની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી અને આ ખબર જ્યારે રાજ મહેલમાં રાણીને તથા રાજતનયાને થયાં ત્યારે વિલાસીની તો મૂર્છિત થઇ જમીન ઉપર પડી ગઇ જ્યારે શુદ્ધિ આવી ત્યારે મહા આક્રંદ કરવા લાગી. જો કદી મને તેઓ ન વર્યા હોત તો કાંઇ નહિ પરંતુ હમેશાં તેમના મુખનું દર્શન કરીને પણ મારી જીંદગી આનંદમાં ગુજારત હવે એ મુખ કમળ કયાંથી જોઇશ? મેં મારા અંતઃકરણથી તેમનેજ પતિ ધાર્યા છે તેથી સતી ધર્મ મુજબ અવર મારા પિતા ભ્રાતાજ છે. હવે મારે પણ તેમની આ મનોહર પ્રતિમાના દર્શન રાત્રિ દિવસ કરી બાકીની જીંદગી ગુજારવી. બસ એજ વિચાર કાયમ છે. ઇશ્વર કૃપાએ ફરીથી તેઓશ્રીના પ્રતક્ષ દર્શન થાય તો ઠીક છે નહિ તો ભગવત્ સ્મરણ સાથે તેમની આ છબીનું પુજન દર્શન કરીશ. આવો ચોકસ વિચાર કરી તે વિચાર પોતાની માતાને અને પિતાને પણ કહી સંભળાવ્યો બીજો વર પસંદ કરવા સારૂં સ્વયંવર મંડપ રચાવું તેમાં પસંદ કરી ગૃહસ્થાશ્રમી થવાને તેના પિતા માતાએ ઘણી રીતે સમજાવી પણ પ્રેમસાગરની પેઠે વિલાસીનીએ પોતાના દ્રઢ વિચારને કાયમ રાખ્યો

અને મારા મહેલમાં એકદમ અંધારા સાથે અવ્યવસ્થીત કેમ છે ? તું રડે છે શા માટે ? અરે શું અશુભ છે ? મને જલદી જવાબ દે.

"નામદાર ! આપને શું જણાવવું એ કાંઇ સુઝતું નથી. કુંવર સાહેબે આજે આંહી આવી એટલી ઉદ્ધતાઈ વાપરી છે કે હદજ નહિ દુનિયામાં ન બનવા લાયક હકીકત આજે આપના મહેલમાં બની જાત, ઇશ્વરની મહેરબાની કે હું આવી લાગી. નહિ તો શું વિપરીત થાત એ ખ્યાલ પણ થઈ શકતો નથી." દાસીએ ચરીત્ર કરવા માંડયાં.

"અરે દાસી ! તું આશું બોલે છે ? મને કાંઇ ખબર પડતી નથી. કુવરે મહેલમાં આવી શું કર્યું ? મને ખુલ્લે ખુલ્લું જણાવી દે. તારો ગાલ સુઝી કેમ ગયો છે ?" રાજાએ આશ્ચર્ય થઇ થોડા ક્રોધિત ચ્હેરે દાસીને પૂછયું.

"મહારાજ ધિરાજ ! ખુલ્લું જણાવતાં મારી જીભ ઉપડતી નથી. પણ આપનો હુકમ થયો એટલે કહ્યા વિના ચાલતું નથી. કુંવર સાહેબે મહેલમાં આવી મારાં બાઇ સાથે જેમ તેમ વાત કરી તેમને બળાત્કારે પલંગપર ઢસડી લઇ જવા લાગ્યા. મારાં બાઇશ્રી એ ઘણું કહ્યું પણ **कामातुराणाम् नभयं न लज्जाः** આ મુજબ આપની બીક પણ રાખ્યા સિવાય પોતાની માતા ઉપર અનીતિથી ઘોર કર્મ કરવા ઇચ્છા રાખી એક બીજાની બોલા ચાલી થાય છે, અને મારા બાઇ તેમના હાથમાંથી છુટવા પ્રયત્ન કરે છે. તેવામાં હું આવી ચડી અને કુંવરના હાથમાંથી મારાં બાઇને ઘણી મુશ્કેલીથી છોડાવ્યાં. તેનાં આ કર્મમાં હું વિઘ્ન કર્તા થઇ તેથી મારા ઉપર અત્યંત ગુસ્સે થઇ બેચાર તમાચા અને લાત મારી, મને જાનથી મારી નાંખવાની ધમકી દઇ પોતાના મહેલ તરફ ચાલ્યા ગયા છે. થોડા દિવસ પહેલાં ચીઠીઓ લખી મારાં બાઇ ઉપર મોકલી હતી. પણ બાળક છે તો સુધરી જશે હશે. એમ સમજી આપની પાસે આ હકીકત કહી નહોતી. પણ આજે તો હદ બહાર વાત થઇ એટલે આપને જણાવવું પડેછે." દાસીએ પુરે પુરો દાવ રચ્યો.

રાજાને આવતો જાણી છબીલ સુંદરી પણ તૈયારજ થઈ રહી હતી. તેણે પોતાના વાંસામાં છોલ પાડી દીધા હતા, વાળને વીખેરી થોડા ઘણાં તોડી નાંખ્યા હતા; અને ગાલ તથા આખા શરીરે ઉઝરડા પાડી લોહીથી શરીરને ખરડાવી દીધું હતુ. રાજા જ્યારે રંગભુ-

વનમાં આવ્યો કે તરત તેના બંને પગ પકડી ચોધાર આંસુએ રડી પડી. રાજાએ તેને જમીન ઉપરથી ઉઠાડી પોતાની પાસે પલંગપર બેસાડી ત્યારે છબીલસુંદરી બોલી " નાથ ! ઇશ્વર અનુકુળ કે દાસી જલદી આવી પહોચી નહિતો મારૂં શીયળ ભંગ જરૂર થાત, જ્યારે શીયળભંગ થાત તો પછી હું અત્યારે હોત કે નહિ એ અસંભવિત છે. મારાં માત પીતાને અને આપને શું મોઢું બતાવી શકત ? પ્રથમ એક બે ચીઠી લખી હતી. તેની વીગત આપને કહી નહોતી. પણ આ વખતે હદ ઉપરાંત વાત થઈ ગઇ એટલે આપને જણાવવી પડે છે પણ જો જો હો. આપ તેમને દેહાન્ત દંડની શિક્ષા કરશો નહિ. અથવા વનવાસ દેતા નહિ. જો એમ કરશો તો આપણે પુત્રહિન થઇશું. અને ગાદી કોણ સાચવશે ? ઇશ્વિર મનેતો સારા દિવસ બતાવે ત્યારે ખરો વ્હાલતો એજ મારો પુત્ર છે. કહેવત છે કે " છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય " માટે હું નમ્રતાથી અરજ કરૂંછું કે તેમના આ ગુન્હાને માફી આપી, તેની ભૂલ માટે સમજણ કરશો એટલે બસછે. " છબીલસુંદરીએ પુરોભાવ ભજવ્યો.

" પ્રીયે ! આ પુત્ર કરતાં હું વાંઝીયો રહું એ અસંખ્ય ગણે ઉત્તમ છે. હું અત્યારેજ તેના મહેલમાં જઈ યમસદન પહોંચતો કરૂં ત્યારેજ મને નિરાંત વળશે અને મારા આત્માની શાન્તિ પણ ત્યારેજ થશે. મારા વિર્યથી ઉત્પન્ન થયા વિનાના મનથી માનેલ પુત્રની બુદ્ધિ આવી થાયજ એ સ્વભાવિક છે. મેં સારૂં કર્યું કે રાજા બનાવ્યો નથી. જો તેમ કર્યું હોત તો પાછળથી તારી શીવલે કરત ? દુષ્ટને અનેક વિદ્યાનું અધ્યયન કરાવ્યું તેનો ઉપયોગ આવોજ કર્યો ? તું આટલે દરજ્જે પાપીષ્ટ છે છતાં તને પંડિતો માન કેમ આપે છે ? મહાત્માઓ તને શિષ્ય તરીકે કેમ ગણે છે ? અરે ! દેવી સમાન સત્યવતીના હાથ તળે ઉછરતાં છતાં આવો અધમ કેમ નીવડયો ? દુષ્ટ હમણાંજ જોકે તારાં કર્તવ્યનું કેવું ઉત્તમ ફળ મળે છે. ?" આમ બોલતાં બોલતાં જ્ઞાનસિંહ રાજા હાથમાં પોતાની તલવાર લઈ પ્રેમસાગરના મહેલ તરફ જવા ઉઠયો.

પ્રાણેશ્વર ! આપ આટલા બધા કેમ ઉતાવળા થઇ જાઓછો ? શું વંશ વૃદ્ધિ નો ક્ષય કરી આનંદ માનશો ? ના તેમ કદી થશેજ નહિ. મેં દુર્ભાગીએ આપને શા માટે હકીકત જણાવી ? નાથ ! અત્યારે શાન્ત પડો સવારે ભરસભામાં તેને બોલાવી જે કરવું ઘટિત

લાગે તે પ્રમાણે કરશો. સઘળી પ્રજા તેનાપર ઘણો વ્હાલ રાખે છે તેથી અત્યારે જો તેને દેહાન્ત દંડ દેશો તો રૈયત તમોને વગોવશે માટે સભામાંજ તેને શિક્ષા કરવી એટલે રૈયત તરફથી પણ એ ધિઃકારને પાત્ર બનશે. અત્યારે તો આનંદ લો પધારો પલંગપર ” છબીલસુંદરીએ જ્ઞાનસિંહ રાજાનો હાથ પકડી તલવાર લઇ લીધી અને પલંગપર બેસાડયો.

“ नूनं हिते कविवरा विपरीत बोधा,
ये नित्य माहुर बलाइति कामिनीनाम् ।
याभिर्विलोल तरतारक दृष्टि पातैः
शक्रादयोऽपि विजिता अबलाःकथंताः ॥

જે ઉત્તમ કવિયો સ્ત્રીઓને નિરંતર અબળા ( બળરહિત ) કહે છે તે કવિયો બેશક સ્ત્રી વિષયમાં અજ્ઞાત છે. કારણ કે સ્ત્રીઓએ ચંચળ કીકીવાળા નેત્રના કટાક્ષથી ઇન્દ્ર વગેરે ને પણ જીતી લીધા છે ત્યારે તે અબળા કેમ કહેવાય ? ( તેતો અબળા નહિ પણ સબળા પ્રબળાજ છે. ) ”

સવારમાં જ્ઞાનસિંહ રાજાની કચેરી સભાસદોથી ભરાઇ ગઇછે. આજનો દિવસ માંગલિક હોઇ સૌકોએ ઉત્તમ વસ્ત્રો સહિત સભામાં પોત પોતાની બેઠક લીધી છે બરાબર દશનો અમલ થયો એટલે છડીદારનો પોકાર સંભળાયો. ત્યારે સઘળા સભાસદો ઉભા થઇ ગયા મહારાજા જ્ઞાનસિંહે પોતાની બેઠક લીધી. જમણી તરફની ખાલી પડેલી બેઠક તરફ નીહાળી પ્રધાનને પૂછ્યું શું કુંવર આવ્યો નથી. ?

‘ હજુર અદ્યાપિતો પધારેલ નથી હવે આવવા જોઇએ.” પ્રધાને જવાબ દીધો. “ પ્રતિહાર ! કુંવરને જલદી બોલાવી લાવ. ” રાજાએ હુકમ કર્યો.

સર્વ અધિકારી વર્ગ અને રૈયત ગૃહસ્થો પોતપોતાના દીલમાં વિચાર કરવા લાગ્યા. આજે મહારાજાનો ચ્હેરો આટલો દરજ્જે ક્રોધિષ્ટ કેમ હશે ? હમેશાં કુંવરની સાથેજ પોતે સભામાં પધારે છે અને આજે એકલા કેમ આવ્યા હશે ? કોના ઉપર આટલો બધો ગુસ્સો થયો હશે ? આજના આનંદના દિવસેજ આમ થવાનું શું કારણ ?

આવી રીતે સર્વ કોઇ વિચાર કરે છે; અમલદાર વર્ગ પોતાથી થયેલા ન થયેલા ગુન્હા લાંચ વગેરે તરફ યાદી લાવે છે, એટલામાં પ્રતિહાર આવ્યો.

" નામદાર ! કુંવર સાહેબ પોતાના મહેલમાં નથી. તેઓશ્રીના અંગ રક્ષકોને પૂછતાં પોતાને નહિ માલુમ જણાવે છે અશ્વના ખાસદારને પુછ્યું તો તેણે કહ્યું રાત્રીના બાર વાગે શિકારે જવાનું કહી અશ્વ ઉપર જીન સ્વારીએ એકલા ગયા છે." પ્રતિહારે કુંવરના સમાચાર કહ્યા. તે સાંભળી રાજા ક્રોધ દયા–વાત્સલ્ય સ્નેહ આશ્ચર્યોદ્દગારે પ્રધાનને કહેવા લાગ્યો.

પ્રધાનજી ! તમે પોતે જાઓ અને પુરતો તપાસ કરો કે કુંવર ક્યાં ગયો છે. અને જો શિકારે ગયો છે તો ક્યારે આવશે. સઘળી ચોકસ હકીકત જલદી મને જણાવો. અરે ! કરસન તું આમતેમ કેને જુએ છે ?

" ખુદાવિંદ ! કુંવર સાહેબના શયન મંદિરમાં સમાર્જન કરતો હતો તેમાં તેઓશ્રીના પલંગ ઉપર આ બે લીફાફા પડયા રહ્યા છે તે તેઓશ્રીને આપવા આવ્યો છું. પરંતુ સભામાં કુંવર સાહેબ જણાતા નથી તેથી આમતેમ જોયા કરૂં છું." કરસન નામના ખવાસે રાજાને કહ્યું.

" લાવ એ બંને કવર જોઉં તેમાં શું લખ્યું છે ? રાજાએ ખવાસ પાસેથી કાગળ લીધાતો કુંવરનાજ સ્વહસ્ત લખાણથી લખેલ જણાયો. એક પોતાના સીરનામાનો અને એક પદ્મ કુંવરીના સીરનામાનો કાગળ એટલે અધિરાઇથી તે પોતાના કવરને ફાડી અંદરનો કાગળ વાંચવા લાગ્યો જ્યારે કાગળ વાંચી લીધો એટલે ઉંડો નિશ્વાસ નીકળવાની સાથે પ્રેમસાગરનાં સદ્દગુણો એક પછી એક હૃદય આગળ ખડા થવા લાગ્યા; સત્યવતીના મરતી વખતના ઉદ્દગારોનું સ્મરણ થયું; પ્રેમસાગરનો નિષ્પાપ ચ્હેરો સામે ખડો થયો; સ્ત્રીઓના ચરિત્રનું ભાન આવ્યું મહાન્ વિદ્વાનો પાસે વિદ્યા સંપાદન કરેલ કદી આવું દુષ્ટ કર્તવ્ય કરેજ નહિ આવું તેનું અંતઃકરણ સાક્ષી પુરવા લાગ્યું; અને છબીલ સુંદરીને તથા દાસીને થયેલ જખમો શું હસ્ત કરીતજ હશે ? શું એકદમ ખોટું તરકટ રચી મને ભરમાવ્યો હતો ? આવી રીતે શંકા થવા લાગી. એવામાં પદ્મ કુંવરી રડતી કળકળતી સભામાં આવી. આવતાં વેંતજ મહારાજા પાસે પોતાના ભાઇને મળવાની માગણી કરી; મને મારો ભાઇ બતાવો, જો

દુષ્ટ માતાના દુરાચારે તેના આત્માને પરલોકવાસી કર્યો હોય તો મને પણ તેમ કરવાની રજા આપો; પુજ્ય પિતાશ્રી મારે ચોકસપણે કહેવું પડે છે કે અમારી સત્યવતી માતાના ગયા પછી અમારૂં આંહી કોઇ રહ્યું નથી. અરે ! હું હવે મારા વ્હાલા ભ્રાતાનું મુખ ક્યારે દેખીશ. ભાઈ! મને એકલી મુકીને તું પણ ચાલ્યો ગયો ? દયા લાવ્યો જ નહિ ? આવી રીતે ભર સભામાં રૂદન કરતી પોતાના ભાઇની માગણી કરવા લાગી. રાજાએ પ્રેમસાગરે લખેલો પત્ર પદ્મકુંવરીને આપ્યો તે વાંચતાં પદ્મકુંવરી મૂર્ચ્છિત થઈ જમીન ઉપર પડી ગઇ. ઘણા ઉપચાર કર્યાં છતાં શુદ્ધિ નજ આવી ત્યારે દાસીઓને બોલાવી તેને તેના મહેલે પહોંચતી કરી.

" મહારાજા જ્ઞાનસિંહનો ક્રોધ ક્રોધની જગાએ જ સમાઇ ગયો પણ હવે શું કરવું ? પ્રેમ સાગર ક્યાં ચાલ્યો ગયો હશે ? શું હવે નહિ જ આવે ? હવે પછી આ રાજ્યનો માલિક કોણ થશે ? મેં દુષ્ટ સ્ત્રીના લીધે પુત્ર રત્નને ગુમાવ્યું. તેણે ન્યાય માગ્યો છે માટે મારે ભર સભામાં ન્યાય કરવો પડશે. " આ પ્રમાણે વિચાર કરી સર્વેને ઉદ્દેશીને બોલ્યો મારા રાજ્યભક્તો ! તમે અત્યારે આ નાટકથી અજાણ્યા હોઈ તેનું સ્પષ્ટીકરણ જાણવા માટે આતુર હશો. તો હું જણાવું છું કે પ્રેમસાગરે ગઇ રાત્રીએ રાણીવાસમાં જઇ ધર્મ વિરૂદ્ધ વર્તણુક પોતાની માતા પ્રત્યે ચલાવવાનો પ્રયત્ન કર્યો. આવું રાણી તરફથી મને કહેવું થયું. અને રાત્રીએ કુંવર આ નગરી છોડી ચાલ્યો ગયો છે. તે શા કારણથી એમ થયું એ જણાતું નથી. પોતે નિર્દોશ હોવાનું આ મારાપરના તેના હાથથી લખાયેલ પત્રની હકીકત ઉપરથી જણાવે છે અને રાણી પોતે સ્વમુખથી રાજપુત્રને દોષિત ઠરાવે છે. હવે શું સાચું છે. તે સઘળાની સમક્ષ ન્યાય રીતે નીકળવું જોઇએ. વળી પ્રેમસાગરે પોતાનો ન્યાય કરવાની માગણી પત્રદ્વારા કરી છે. માટે તે પ્રમાણે ન્યાય અન્યાય શોધી ગુન્હેગારને યોગ્ય શિક્ષા કરવી એવો મારો વિચાર છે.

" નામદાર સરકારશ્રી ! અમો સઘળા એકી અવાજે ચોકસ રીતે કહીએ છીએ કે નામદાર કુંવર સાહેબ કદી અનીતિનું પગલું ભરેજ નહિ. ખરેખર ! આ બનાવટી વાત છે એમ અમારૂં અંતઃકરણ સાક્ષી પુરે છે. અરે ! કુંવર સાહેબ શું ચાલ્યા ગયા ? આવા

સ્વરૂપ અને આબાદ રાજ્યનો ત્યાગ કરી અન્ય સ્થળે ચાલ્યા જવાનું કારણુ જરૂર મોટુંજ હોવું જોઇએ. આપ વૃદ્ધ છો તેથી આપના પછી રાજા કોણુ થશે ? કનકાવતીએ પોતાના એક અમુલ્ય રત્નને શું હમેશને માટે ગુમાવ્યું ? નામદાર ! તેઓશ્રી ઘણે દુર નહીં ગયા હોય માટે શોધ કરવા માટે જલદી સ્વારોને દોડાવો. અમોને જણાય છે કે આ રાજ્યની શાન્તિરૂપી સૂર્યનો હવે અસ્તકાળ આવી લાગ્યો છે." સભાસદોના મુખ્ય મુખ્ય માણસો બોલ્યા.

કુંવરની શોધ માટે સ્વારોને ચારે દિશામાં મોકલી દીધા અને અત્યાસત્યની પરીક્ષા કરવા સારૂ પેલી દાસીને બોલાવી સભામાં મંગાવી. દાસીએ સભામાં મહારાજાને નમન કર્યું.

" દાસી ! તને આ સભામાં શા માટે બોલાવી છે તે તને માલુમ તો હશે જ. તો સાચે સાચું બોલી દેજે. પ્રેમસાગર અને રાણી વચ્ચે બનેલા બનાવમાં તું કેટલું જાણે છે ? " રાજાએ દાસીને સવાલ કર્યો.

" નામદાર ! હું જુઠું બોલું તેથી મને શો ફાયદો છે ? મારે પ્રેમસાગર અને રાણી સાહેબ બંને જમણી ડાબી આંખ સમાન છે. મેં આપને પ્રથમ જ હકીકત જણાવી દીધી છે છતાં ફરી વખત આ ભર સભામાં શા માટે ભરમ ખુલવો જોઇએ ? છતાં જેવો નામદારનો હુકમ " દાસી પોતાની ચતુરાઈ બતાવવા લાગી.

" દુષ્ટ ! તારી ચતુરાઈ જાવા દે. અને હું પુછું તેનો સીધી રીતે ખરો જવાબ દે, નહિ તો યાદ રાખજે કે મરણ શરણ થઇશ. જ્યારે કુંવર રાણી વાસમાં આવ્યો ત્યારે તેનો ડ્રેસ કેવો હતો ?" રાજાએ જુબાની લેવી શરૂ કરી.

" રાજ્યાભિષેકના વખતે જે ડ્રેસ પહેરેલો તે સફેદ રેશમી સોનેરી બુટ્ટાવાળો પોશાક હતો. " દાસીએ જવાબ દીધો.

" જ્યારે કુંવર આવ્યો ત્યારે કેટલો વખત થયો હતો " રાજા.

" નામદાર ! રાત્રીના નવેકનો અમલ થયો હશે. " દાસી.

" કુંવર પ્રથમ તારી પાસે આવ્યો કે રાણી પાસે ? જો તારી પાસે આવ્યો તો તને કાંઇ પુછ્યું હતું ? " રાજા.

" નામદાર ! કુંવર સાહેબ પ્રથમ મારી પાસે આવ્યા અને મને

પૂછ્યું કે રાણી ક્યાં છે ? એટલે મેં કહ્યું શયન મંદિરમાં ભાગવત વાંચે છે. આમ હું અરધો પરધો જવાબ દઉં છું તેવામાં તો પોતે શયન મંદિરમાં જઇ પહોંચ્યા. અને મારા બાઈ મને બોલાવવા સારૂ હાક પાડવા મંડયાં. એટલે હું ત્યાં દોડી ગઇ.” દાસી.

દાસીએ આવો જવાબ દીધો એટલે રાજાનો ક્રોધ તેના હૃદયમાં નસમતાં સિંહાસન ઉપરથી ઉઠી, મ્યાનમાંથી ખુલ્લી તલવાર કરી પેલી દાસીપાસે ગયો. દુષ્ટ પ્રપંચી રાંડ! ગઈ કાલે મને કહેતી હતી કે કુંવર શયન મંદિરમાં આવ્યાની જાણ મને પાછળથી પડી. અને આજે કહે છે પ્રથમ કુંવર મારી પાસે આવ્યા? તો આ બેમાં સત્ય શું છે એ જલદી બોલ નહિ તો હમણા આ તલવારને આધિન કરૂં છું. મારી પાસે તારૂં જુઠું ક્યાં સુધી નભશે ? શું કુંવરે સફેદ પોશાક પહેર્યો હતો ? ” રાજાએ પુરતી ધમકી દઈ દાસીને પુછ્યું.

‘ નામદાર! મને મારો અથવા જીવતદાન આપો. હવે સાચે સાચું કહું છું કે મને આ હકીકતની લવલેશ ખબર નથી ગઈ કાલે હું આપને જે કહેતી હતી તે અને અત્યારે પણ જે કહેતી હતી તે મારાં બાઇશ્રીના શીખવવા મુજબ બોલી છું હવે આપને યોગ્ય લાગે તેમ કરો ” દાસીએ સાચી વાત કહી દીધી.

“ પ્રતિહાર ! રાણીને ભર સભામાં ઢસડીલાવ. ” રાજાએ હુકમ કર્યો.

“નામદાર! જે થયું તે હવે મિથ્યા નહિ થાય. સભામાં રાણીને અયોગ્ય રીતે લાવવાં એ ઠીક નથી માટે ગુન્હાની માફી આપો.” પ્રધાને રાજાને અરજ કરી.

“ પ્રધાનજી! હું તમારા કોઈના બોલવાને માન આપી શકીશ નહિ માટે હવે મિથ્યા વચન કાઢી નાંખશો નહિ ” રાજાએ પ્રધા-નના બોલવાનો અનાદર કર્યો.

જ્યારે પ્રતિહારે રાણીવાસમાં જઇ છબીલ સુંદરીને રાજાનો હુકમ કહી સંભળાવ્યો અને દાસીએ હાટવાજ્યો છે એમ જાણ થયું ત્યારે આત્મઘાત કરવાની ઇચ્છાએ પોતાના મહેલની બારીના જરૂખામાં જવા લાગી તેના આ વિચારને એની દાસી સમજી ગઈ એટલે પ્રતિહારને અંદર બોલાવી પોતે રાણીને પકડી રાખી તેમ ન કરવા રાણીને આગ્રહ કરવા લાગી.

અરે ! સભામાં મારી શી દશા થાશે ? ખરેખર ! આખરે સત્યજ તરે છે મેં કેવું નીચ કામ કર્યું ? ના સભામાં તો જવુંજ. રાજા જે શીક્ષા કરે તે ભોગવી મેં કરેલ મહાન્ અનર્થનું થોડે દરજ્જે પ્રાયશ્ચિત કરવું આમ વિચાર કરી પેલા પ્રતિહારની સાથે સભામાં જઈ એક બાજુએ ઉભી રહી.

છબીલ સુંદરીને જોતાંજ રાજાનો કોપાગ્નિ જાદે પ્રગટ થયો. તે ક્રોધમાં વધારે ન બોલી શકતાં રાણીને પુછ્યું ! બોલ દુષ્ટ સ્ત્રી તું સાચી છે કે પ્રેમસાગર? હવે તારૂં ચરિત્ર ચાલવાનું નથી. માટે સત્યજ બોલજે.

" નાથ ! ખરેખર હું જ પાતકી છું મેં જ મારા માતા પિતાની નિર્મલ કીર્તિને લાંચ્છન લગાડયું છે. કુંવર સાહેબ શુદ્ધ કંચન સમાન છે આપ મને મારા આ ગુન્હા માટે કોઇ મહાન શિક્ષા આપો કે થોડે દરજ્જે પણ મારા અધમ કૃત્યનું પ્રાયશ્ચિત થયું જાણું. " છબીલ સુંદરીએ પોતાની હકીકત કહી.

" દુષ્ટ ! તારા બોલવા ઉપરથી જણાય છે કે તેં કરેલ દુષ્કર્મોનો હવે તને પશ્ચાતાપ થાય છે અને તેથીજ તું તારો ગુન્હો કબુલ કરે છે. માટે જા તારા આ ગુન્હાની શિક્ષા પરમ ન્યાયી પરમાત્માના હસ્તક સોંપી તને એટલુંજ ફરમાન કરૂં છું કે મારા રાજ્યના સીમાડા બહાર ઇચ્છા મુજબ કોઇ સ્થળે ચાલીજા " રાજાએ રાણીને ચાલ્યું જવાનું કહી સભા બરખાસ્ત કરી. પદ્મકુંવરીની સારવાર માટે તેના મંદિર તરફ ગયા.

વાંચક ! હવે તેં સારી રીતે જાણ્યું હશે કે સ્ત્રીઓને લીધે પોતાપર પડેલ વિપત્તિને વિચાર તો; પોતાના વિધિને ધિઃકારતો, પોતાને કયે રસ્તે જવું છે એ જાણ્યા સિવાય અશ્વચાલે તે દિશા તરફ પ્રયાણ કરતો, ભયંકર વનના કષ્ટને વેઠતો; રેતી સમુદાયમાં અપરિમિત દુઃખનું સહન કરી રત્નાકરપુરના રાજાની કુંવરી મદનમંજરીના બાગમાં રાત્રીના બારવાગે સૂતેલ અને હાલમાં તેનો સ્વામિ બની તેની સાથે વૈભવ ભોગવે છે તે પ્રવાસીજ પ્રેમસાગર છે તેજ પદ્મ કુંવરીનો ભ્રાતા, તેજ જ્ઞાનસિંહનો સાંપડેલ બાળક અને તેજ સત્યવતી જેવી ઉત્તમ દેવી સમાન સદ્ગુણીના હાથ નીચે ઉછરી

મોટો થનાર તથા દુષ્ટ છબીલસુંદરીના પાસથી દુખી થયેલ પ્રેમસાગર હતો

વિજયસિંહ રાજા તથા મદનમંજરીની માતાને મદનમંજરીદ્વારા ખબર થયા કે મારી પુત્રી ઉત્તમ રાજકુંવરને વરી છે. ત્યારે તેઓનું અંતઃકરણ ઘણું પ્રફુલ થયું તથા વિજયસિંહ રાજાને પુત્ર અગર મદનમંજરી સિવાય બીજી પુત્રી ન હોતી તેથી પ્રેમસાગરનેજ ગાદીનો વારસો સોંપી પોતાને વાનપ્રસ્થાશ્રમી થવું આવો વિચાર થઈ રહ્યો હતો. અને તે વિચાર સિદ્ધ કરવા સારૂ પ્રેમસાગરને હર વખત પોતાના રાજ્યના અમલદારોની રાજ્ય બંધારણની રાજ્યવિસ્તારની અને રાજ્યના શત્રુ મિત્રની હકીકત કહી વાકેફગાર કરતો. રાજ્ય કચેરીમાં તેના હાથે ન્યાય ચુકવવાતો તેની ન્યાય શોધ અમાનુષી બુદ્ધિ જોઈ રૈયત જનો તથા અમલદારો તેનાપર અત્યંત વ્હાલ રાખી ભવિષ્યમાં પોતાના થનાર મહારાજા તરફ ભકિતભાવથી જોતા.

---

## ત્રયોદશ પરિચ્છેદ.

### મદન મંજરીનું વિખુટું થવું.



"પ્રેમસાગર! મારો વિચાર તમને આ રાજ્યના માલિક બનાવવાનો છે. તમે આંહીના સર્વે કામોથી વાકેફગાર થઇ ગયા છો. પરતુ રાજ્યનો વિસ્તાર કયાંથી કયાં સુધી છે, એ જાણ્યું નથી. મારા સાંભળવા મુજબ કેટલીક સરહદની જમીન તે તરફના રાજાએ પોતાની હદમાં કરી લીધી છે તો રાજ્યમાં સઘળે સ્થળે ફરી હદ મુકરર કરો. જો આપણા જમીનના ભાગ કોઈ રાજાએ દબાવી લીધા હોય તો શાન્તિથી સમજે તો ઠીક નહિ તો તમારા પુરૂષાર્થે તેઓને શિક્ષા કરી, આપણી જમીન પાછી લો. તાબાના માંડલિક રાજાની મુલાકાત લો રાજ્યના મુલકની રૈયત સુખી છે કે કેમ? ત્યાંના આપણા અમ-

લદાર તરફથી તેઓને અડચણ તો નથી પડતી તે વગેરે તપાસ કરી યોગ્ય વ્યવસ્થા કરી પાછા રત્નાકરપુર આવો એટલે સર્વે સમક્ષ શુભ મૂહૂર્તે તમોને રાજ્યાભિષેક કરાવી હું મારો મનોરથ સિદ્ધ કરૂં" રાજા વિજયસિંહે પ્રેમસાગરને ઉદ્દેશી રાજ્યમાં ફરવા જવાનો હુકમ કર્યો.

"મુરબ્બી શ્રી! આપના હુકમને તાબે થવું એ મારી ઈશ્વિરી ફરજ છે માટે આજ્ઞા મુજબ હું આવતી કાલેજ યોગ્ય લશ્કર સાથે રાજ્યમાં ફરવા નીકળી જાઇશ મારો વિચાર પણ એવોજ છે તેમાં આપે હુકમ કર્યો તેથી મને અનુકુળ થયુ છે" પ્રેમસાગરે પોતાની ઉર્મિ જણાવી.

પ્રેમસાગર રાજ્યમાં ફરવા નીકળનાર છે આ ખબર મદનમજરીને થતાં તેણે પ્રેમસાગર સાથે આવવાની તેની પાસે અરજ કરી પ્રેમ સાગરે ઘણી ખુશીથી હા પાડી પરંતુ તમારા પિતા માતાની પરવાનગી લઇ લીધાનો અપવાદ નાંખ્યો. એટલે મદનમંજરીએ પોતાના માતાપિતાની અનુજ્ઞા મેળવી લીધી.

શુભ મૂહૂર્ત જોઇ પ્રેમસાગર-મદનમંજરી અને તેનો રસાલો જ્ઞાન સિંહરાજાના રાજ્યમાં ફરવા નીકળી પડયાં. ઘણુંાક શહેરો ગામો ગામડાઓમાં ફરી ત્યાંની રૈયતના સુખદુખથી વાકેફ થઇ પોતાની ખાનગી બુકમાં સર્વેનું ટાંચણુ કરી ઉત્તર સરહદ તરફ આવ્યાં ત્યાં સરહદપરના રાજાની મુલાકાત થઈ એક બીજાએ દુઃખ વખતે મદદ કરવી અને સલાહ શાન્તિ રાખવાના થયેલા એકરારને તાજા કર્યા. ત્યાંથી પૂર્વ તરફ ચાલી તે તરફના માંડલિક રાજાઓએ ઘણું સારૂ માન આપ્યું તથા મહારાજા જ્ઞાનસિંહની વતી આવેલા પ્રેમસાગરને નજરાણું અને ચડેલ ખંડણી વસુલ આપી ત્યાંથી દક્ષિણુ તરફ આવ્યાં તે તરફની સરહદપરના રાજાએ પોતાના સેનાપતિને પ્રેમસાગર પાસે સલુક કરવા માટે મોકલ્યો સેનાપતિએ પ્રેમસાગર પાસે આવી પોતાના રાજાવતી કોલકરાર કર્યા અને એક બીજાનો મુલક ન દબાવતાં કોઇ શત્રુ દળ આવે તો તેને નાસી પાસ કરવા એક બીજાએ મદદ કરવી. આવી રીતે પ્રેમસાગરે પણુ પેલા સેનાપતિને લખી આપ્યું.

દક્ષિણુ તરફની આબોહવા ઘણી અનુકુળ હોવાથી પ્રેમસાગરે પોતાનું મુકામ તે જગ્યોએ લાંબા દહાડા સુધી રાખ્યું વળી આજુ-બાજુ ઘાટી ઝાડી હોવાથી મૃગિયા ખેલવાને ઘણી અનુકુળતા હોવાથી

તેને ઘણો આનંદ મળતો કેટલાક દિવસ આવી રીતે ગયા પછી એક દિવસ તેને શિકારી ડ્રેસ પેહેરી શીકાર કરવા જવાની તૈયારી કરતો જાણી મદનમંજરી બોલી નાથ ! આપ દરરોજ શિકારાર્થે પધારો છો આજે મારી ઇચ્છા પણ શિકાર કરવા સારૂ આપની સાથે આવવાની થઇ છે. તો હુકમ આપશો એવી આશા છે.

" પ્રીયે ! શિકાર કરવો એ કાંઇ રમત વાત ન સમજવી મૃગ અગર બીજા હલકાં પ્રાણીનો શિકાર સહેલ છે પરતુ તેમાં અણધાર્યો કોઇ વાઘ અગર સિંહ ભેટી જાય ત્યારે તારા જેવી અબળાનું હૃદય કાંઇ સ્થિર રહી શકે નહિ. માટે તમો તો આ શિબિરમાંજ આનંદ કરો."

" નાથ ! આપ ન સમજતા કે હું એટલે દરજજે ભીરૂ છું. જો અદ્યાપિ સુધી મને એવીજ જાણી હોય તો મારે નમ્રતાઇથી કહેવું પડશે કે આપની મારા પ્રત્યેની એ પરીક્ષામાં આપ ભુલો છો. આજે મને આજ્ઞા આપો અને પછી જોઇલો કે વિર ક્ષત્રિયની પત્નિ પણ વિરજ હોય છે. ' મદન મંજરીએ પોતાની શૂરતા મુખદ્વારા બતાવી.

પ્રીયે ! જો તમારી મરજી છે તો ચાલો મારી હા છે. પુરૂષનો સ્વાંગ સજી ઓજાર લઇ અશ્વારૂઢ બનો " પ્રેમસાગરે સાથે આવવાની રજા આપી.

મદનમંજરીએ પોતાના શીરના વાળનો અંબોડો છોડી નાંખી એક જરીયની સાફો બાંધી લીધો તેના પછવાડેના છોગા વડે પછવાડેના વાળને ઢાંકી દીધા; ઉરબ્બી પાયજામો પહેરી લીધો; અને મજબુત કમર કસી અંગરખો પહેરી તેના ઉપર બખ્તર પહેરી એક અશ્વપર સ્વાર થઇ પોતાના સ્વામિ સાથે શિકાર કરવા નીકળી પડી. પ્રેમસાગરે પોતાની પત્નિને પુરૂષ વેશમાં જોઇ ત્યારે તેના અસલ ચ્હેરાને ભુલી ગયો. અજાણ્યો કોઇ માણસ મદનમંજરીને સ્ત્રી ન ધારતાં યુવાન શૂરવીર રાજપુત્રજ લેખે—આવી મદન મંજરીને જોઈ તેના તરફ સ્મિત હાસ્ય કર્યું. અને તેના ક્ષત્રિયાણીના ઉત્તમ ગુણોને લીધે અંતઃકરણમાં તેની પ્રસંશા કરવા લાગ્યો.

ઝાડીમાં થોડે દુર ગયા પછી પોતપોતાના શિકાર પછવાડે બંનેજણાંએ પોતપોતાના અશ્વોને દોડાવ્યા તેઓની પછવાડેના સ્વારોએ પણ પોતાના ઘોડાને એવાજ જોરથી મારી મુકયા ઘણે દુર નીકળી ગયા છતાં શિકાર હાથ લાગતો નથી પણ તેને શોધીને માર્યા પછીજ

પાછું વળવું આવા વિચાર સાથે શિકારને શોધવા સારૂ અશ્વોને આમ તેમ દોડાવવા લાગ્યાં તેમાં સર્વે વિખુટા પડી ગયાનો ખ્યાલ પણ આવ્યો નહિ. કેટલીકવારે પ્રેમસાગરે પોતાના શિકારને પકડી પાડી ભાલાથી વિંધી નાંખ્યો અને મદનમંજરીએ પણ પોતાનો શિકાર માર્યો પછી પછવાડે જુએ છે તો કોઇ સ્વાર દેખાયો નહિ અને પોતાના સ્વામિ પણ જણાયા નહિ. એટલે એકદમ ગાભરી બની ગઇ અરે હું કેટલે દુર સુધી આવી પહોંચી ? મારા પતિ કયાં ગયા ? હવે મને શિબિરનો રસ્તો કયાંથી મળશે? હું અબળા છું આવા ખબર મળતાં કોઇ દુષ્ટ માણુસ મને હરકત તો નહિ કરે ને ? અરે આ ઘુમ શું સિંહની સંભળાય છે ? હા તે તો આ નજીક આવ્યો. હરકત નહિ હું મારી તલવારનો સ્વાદ તેને બરાબર બતાવી આપીશ એમ ધારી ચિત્ત ઠેકાણે રાખી સિંહને આવવાની રાહ જોઇ તેને મારવા સારૂ ભૈરવી સમાન રૂપે અડગ ઉભી રહી જેવો સિંહ તેની નજીક આવ્યો તેવી મદનમંજરી તેના સામી દોડી જોરથી તલવારને તેના શિર ઉપર મારી એટલે સિંહના માથાના ઉભા બે ચીરા થઇ ગયા. અને જમીન ઉપર પડી ગયો. મદનમંજરીએ સિંહને માર્યા પછી અશ્વને પછવાડે વાળ્યો અને પોતાના મુકામના રસ્તા તરફ જવા લાગી કેટલુંક ચાલ્યા પછી કોઇ સ્વારોના અશ્વોના પગના થતા પડઘાનો અવાજ સંભળાયો એટલે તે ખુશી થઈ પણ અવાજ સંભળાયાની સાથે તેનું દક્ષિણ નેત્ર અને દક્ષિણ અંગ ફરકવા લાગ્યું. આ અપશુકન થયા જાણી પોતાના અકલ્યાણને સમજી અત્યંત ઉદાસ સાથે વિહવળ બની જતી અશ્વને હંકારવા લાગી. તેની દ્રષ્ટિ અવાજ આવતા માર્ગ તરફ વગર નિમેષે લાગી રહી હતી. જ્યારે સ્વારો દેખાયા અને તેના ભાલા ઉપરના વાવટાનો આકાર પોતાના સ્વારોથી જુદી જાતનો જોયો ત્યારે તેણે જાણ્યું કે નક્કી કાંઇક વિઘ્ન થશેજ. તોપણ હીમ્મત રાખી ચાલી આવવા લાગી. સ્વારો અને મદનમંજરી ભેટભેટા થઈ ગયાં.

" તમે કોણ છો ? " સ્વારો માંહેના એક અગ્રેસરે મદનમંજરીને સવાલ કર્યો.

" હું કુંવર પ્રેમસાગરનો એક સ્વાર છું "મદન મંજરીએ જવાબ દીધો.

" કયાંથી આવો છો અને હવે કયાં જાઓછો ? " વળી પુછ્યું.

"પ્રેમસાગર સાથે અમો દશબાર સ્વારો શિકારે આવ્યા હતા. તેમાં સૌ એક બીજાથી વિખુટા પડી ગયા તેથી હવે અમારા મુકામ તરફ જાઊં છું." મદનમંજરીએ જવાબ દીધો.

"પ્રેમસાગર સાથે તેની પત્નિ મદનમંજરી પણ શિકારે આવ્યાનું સાંભળ્યું છે તે ખરૂં કે નહિ?"

"હા! તે પણ શિકારે આવેલ છે અને તેમની સાથેજ હશે. ઘણો વખત થઇ ગયો છે તેથી સર્વે ડેરામાં આવી પહોંચ્યાં હશે. મારે જલદી જવું છે. માટે માર્ગ છોડો. મને જવાદો નહિ તો અમારા કુંવર સાહેબ મારા ઉપર ગુસ્સે થશે. મદનમંજરીએ બે ધડક કહ્યું.

"હવે જશો તે કયાં? તમારાજ સ્વારોએ કહેલા ચિન્હો ઉપરથી જણાય છે કે તમે પોતેજ મદનમંજરી છો. જો તેમજ છે તો અમો તમોને લઇ જશું. જો ખુશીથી અમારી સાથે ચાલશો તો ઠીક છે નહિ તો બળાત્કારે પણ તમોને લઇ ગયા વિના રહીશું નહિ." સ્વારના મુખ્ય નાયકે કહ્યું.

મદનમંજરીએ પોતાના દીલમાં જાણ્યું આફ્ત તો પુરેપુરી આવી પડી છે. મને આ દુષ્ટો ઓળખી શકત નહિ પણ મારા સ્વારોએજ નખોદવાળ્યું જણાય છે. મારા પતિની ઇચ્છા નહોતી છતાં મેં મારી આત્મસ્તુતિ કરી ના મરજી છતાં આજ્ઞા મેળવી શિકારે આવી તો આ વિઘ્ન આવ્યું. હવે બને તે ખરૂં પણ હિમ્મત રાખ્યા શિવાય ચાલશે નહિ.

"હા હું પોતેજ મદનમંજરી છું. બોલ તારે મને કયાં અને શા માટે લઇ જવી છે? મદનમંજરીએ પેલા નાયકને સવાલ કર્યો.

"હું તમારા રૂપ ઉપર મોહિત છું તેથી મારી પત્નિ કરવા માટેજ મારી નગરી તરફ લઇ જઇ મારા મહેલને તમારા વડે શોભાવવા સારૂ લઇ જઇશ." નાયકે પોતાની દુષ્ટ મુરાદ જણાવી.

"અરે દુષ્ટ! તારી જિવ્હા તુટી કેમ પડતી નથી? આકાશ તને દાબી કેમ દેતું નથી શૂરવીર પ્રેમસાગર સિવાય મને પત્નિ કરવાની ઇચ્છા કરનાર તારા જેવા નર પિસાચને જમીન પોતાનામાં કેમ સમાવતી નથી? નરાધમ! મને પકડવાને તો આવ." મદનમંજરીએ પોતાની તલવાર મ્યાનમાંથી ખુલ્લી કરી ચંડિકા સમાન બની પેલા સ્વારો સાથે લડાઈ કરવાને તૈયાર થઈ ગઈ.

પેલા આવેલા સ્વારોમાંથી કોઇની હિમ્મત મદનમંજરી પાસે જવાની થઇ નહિ. એટલે તેઓનો મુખ્ય સરદાર બોલ્યો અરે બાયલાઓ ! એક સ્ત્રીના બોલવાથી શું ડરી જાઓછો ? તેનાથી શું થઇ શકે એમ છે ? એક સ્ત્રીને પકડી લેવી એમાં શું મહત્વનું કામ હતું ? આવી રીતે બોલવાથી બે ત્રણ સ્વારો મદનમંજરી નજીક ગયા અને તેને પકડવા સારૂ જેવા હાથ લાંબા કરવા જાય છે તેવાજ મદનમંજરીની તલવારથી કપાઇને જમીન ઉપર પડયા એકનું ધડ શીરથી જુદું થયું એટલે સ્વારો દુર ખસી ગયા. ત્યારે મદનમંજરી બોલી દુષ્ટ બીજા નિરપરાધીને મારા હાથથી યમ લોકમાં શા માટે મોકલે છે. તું પોતેજ મને પકડવા આવ એટલે બાકીના સ્વારોનુ જીવન બચે મદનમંજરી આ પ્રમાણે બોલતી સાંભળી પેલો સરદાર તેને પકડવા સારૂ અશ્વને મદનમંજરીની નજીક લાગ્યો એટલે મદનમંજરીએ તેની છાતીમાં જોરથી ભાલો માર્યો. આ ભાલાના મારને ન ગણકારતાં મદનમંજરીના બંને હાથ પછવાડેથી પકડી લીધા એટલે તેની ઉગામેલી તલવાર જમીન ઉપર પડી ગઇ તેથી શસ્ત્ર અસ્ત્ર વિનાની નિરાધાર થઇ ગઈ.

મદનમંજરી બોલી. ખરા શૂરા ક્ષત્રિનો ધર્મ છે કે સામે પગલે લડવુ તે મારી પછવાડે આવીને મારા હાથ પકડી લીધા તેથી જણાય છે કે તું ક્ષત્રિય વીર્યથી ઉત્પન્ન થયેલો નથી. હજી પણ મારા હાથમાં કોઇ પણ એક ઓજાર આપ અને પછી જોઇલે કે એક ક્ષત્રિયાણીની સાથે તારા જેવા હીચકારા નરાધમ મનુષ્યનું કેટલું બળનું સરખાપણું છે.”

પેલા દુષ્ટ સરદારે તેના બોલવાને કાંઈ વજન ન આપતાં બળાત્કારે પોતાના ઘોડાપર બેસાડી સર્વે પોતે આવેલ રસ્તા તરફ પુર જોસમાં પાછા ફર્યા. ત્યાં પહોંચતાં પેલા સરદારે મદનમંજરીને પોતાના ખાનગીમ હેલમાં યોગ્ય ચોકી પહેરા તળે જાબતાથી રાખી.

# ચતુર્દશ પરિચ્છેદ.

## યુવાન યોગી.



એક જંગલની મધ્યભાગમાં અઢાર વરસનો તાજો બનેલો જોગી મહા શોકગ્ર ચ્હેરાએ ધીમે ધીમે પગલે ચાલ્યો જાય છે. કોઇ શહેર ગામ કે ખેતરનો રસ્તો તો શું પણ એક કેડીપણ નથી એ ઉપરથી જણાય છે કે આ જંગલમાં કોઇ માનવનો અવર જવર નથી એવા આડા રસ્તાપર વૃક્ષના ખરી પડેલાં પાંદડાં ફળફુલના ઢીગને કચરતો ચાલ્યો જવાથી જોનારના મગજમાં સહેજ ખ્યાલ થાય છે કે શું આ જંગલ અપરિચિત હોઇ તે ભુલો પડયો હશે? અથવા કઇ જગાએ પહોંચવું છે એ મુકરર કર્યા સિવાય જ્યાં જવાય ત્યાં જવું આમ વિચાર કરી ચાલ્યો જતો હશે? અરે તેનો કૃષ પણ સુંદર ચ્હેરો ભભુતમાં આચ્છાદન કર્યા છતાં કેવો તેજસ્વી જણાય છે? તેની જટા કેટલી મોટી અને વાળ કેવા સુંવાળા છે? શું સાક્ષાત્ શંકર તો પાર્વતીના વિયોગાનળથી પીડાઇ તેમને શોધવા ફરતા નહીં હોય? તેના પગ જમીનપર ચાલવાથી કેટલા બધા સુઝી ગયા છે? શું કોઈ મહાધિશ હોઈ પગથી ચાલી યાત્રાર્થે નીકળ્યા હશે? તેના ભવ્ય કપાળમાં ઉર્ધ્વ તિલક કેવું શોભી રહ્યું છે? તેની ડોકથી પગની પેની સુધી લંબાઇની ભગવી કંથા અને તે કફની ઉપર ખભામાં લટકાવેલ ભગવા રંગના વસ્ત્રવાળી ઝોળી, જમણા હાથમાંનો બરૂનો દંડ પણ તેના હસ્ત કમળને લીધે કેવો મોહક જણાય છે? શું બળીને છળનાર કમળાપતિ વિષ્ણુ વામન દેહ ધરીને હવે બીજા કોઈ ધર્માત્માની પરીક્ષા કરવા નીકળ્યા હશે? અરે તેની બંને આંખોમાંથી અશ્રુધારા કેમ વહે છે? શું તેના ગુરૂએ એનો તીરસ્કાર કર્યો હશે?; કોઇ કારણને લીધે તીવ્ર વૈરાગ્ય ઉપજ્યા પછી દીક્ષા લઇ ગુરૂએ યાત્રા કરવાની આજ્ઞા આપ્યાથી નીકળ્યો અને વનમાં એકલો પડવાથી તેની સ્ત્રી માતપિતા વગેરે કુટુંબ યાદ આવ્યું હશે? તેના ગુરૂએ તેના વૈરાગ્યની કસોટી કરવા સારૂં શું મહાન કાર્ય સોંપ્યું હશે?

અને તે કામ સંપૂર્ણું ન થયાથી તેને દીલગીરી થતી હશે? હશે જેમ હોય તેમ આપણે પણ જોઈએ કે તે કયાં જાય છે. આહા ! તે તો કાંઇ બોલે છે. જુઓ તેના અધરોષ્ટમાંથી બહાર નીકળતા શબ્દો સંભળાય છે. શું પ્રણવનો જપ કરે છે? ના તે તો કાંઇ બીજુંજ બોલે છે. અરે તેણે કોઈ મહાન દુષ્ટ કર્તવ્ય કર્યું હોય અને પછી તેનો પશ્ચાતાપ થતો હોય તેમ પરમાત્મા પાસે ગુન્હાની માફી માગે છે.

હે નાથ ! મેં જે કૃત્ય કર્યું છે તેને માટે મને જેટલી શિક્ષા-કર તેટલી કમતી જ છે. પરંતુ અજ્ઞાન યૌવના બાળાના મનમાં કામ-દેવે પોતાનો અધિકાર ચલાવી એ મદનરાજે આ અબળા ઉપર બાણનો મારો ચલાવતાં તેણે કરી સારાસારનો વિવેક ભૂલી જઈ; આ શર પ્રહારને સહન કરવાને આ અબળામાં શક્તિ નહિ રહી તો શંકર સમાન મહાત્મા પણ ભીલડી ઉપર આશક્ત થયા એવા અસહ્ય મદન બાણને હું શી રીતે સહી શકું ? મારા આ ગુન્હા માટે હવે માફી દે. મારી શક્તિ ઉપરાંતનું અસહ્ય દુઃખ હવે શાન્ત કર. અને સહાય થા નહિ તો આ ભયંકર વનની અંદર તારા વિના મારો આ-ધાર કોઈ નથી. 'છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય, આ પ્રસ્તુત કહેવત પ્રમાણે મારા દોષ તારા દયાળુ-ક્ષમાશિલ હૃદય-માંથી કાઢી નાંખી હવે સારો રસ્તો બતાવ. હે નાથ મેં તારા ગુન્હા કરવામાં બાકી રાખ્યું નથી. પણ તું તારી પ્રભુતા સામું જો. મેં ભુલ ખાધી. તો તે અત્યાર સુધીમાં મહાન દુઃખ દીધું પરંતુ હવે તો વખત એવો છે કે જો કોઇ સુરક્ષિત સ્થળ નહિ બતાવે તો તને બે પ્રકા-રની મહાન્ હત્યા લાગશે. મારા પ્રત્યે કદી તારી અનુકંપા ન હોય તો બીજા જીવ પ્રત્યે દયા લાવવી એ તને ઘટિતજ છે. આવી રીતે પેલો યોગી ઇશ્વર પ્રત્યે બોલતો જાય છે. વખતે ઉંચે સ્વરે રૂદન પણ નીકળી જાય છે અને રસ્તો કાપતો જાય છે.

બપોરના બાર વાગ્યાનો સુમાર થવા આવ્યો છે શરીરને તૃષા પીડે છે ભુખ માટે તો પુછવું શું. આસપાસના વૃક્ષોના ફળો ચુંટી લાવી અગર વીણી લઇ ખાય તો ક્ષુધા શાન્ત થાય પરંતુ તેમ કરતાં પીપાસા વધવાથી આત્મા વધારે દુઃખી થાય એમ જાણી પ્રભુ ઉપર પોતાના જીવનનો આધાર રાખી ચાલ્યો જાય છે તેવામાં થોડે દુર એક નાજુક સુંદર સરોવર નજરે ચડયું. તે તળાવની ચોતરફ આમ્ર વૃક્ષ ઘટ્ટા જામી રહી છે તેના ઉપર કોકિલાઓ સુંદર ગાન કરી રહી

છે. મેનાઓ પણ મનોરંજક આલાપ કરે છે આવું સુંદર સ્થાન જોઇ પેલો યોગી પોતાનો દંડ કમંડળ અને ઝોળી નીચે મુકી આરામ લેવા જમીન ઉપર બેઠો. પોતાના પગમાં વાગેલા કંટકની ગણત્રી કરતો પથરની ઠોકર લાગવાથી નીકળેલ રૂધીર ઉપર રસ્તાની ચોટેલ રજને ઉખેડવા લાગ્યો. થોડીવાર આરામ લીધા પછી શૌચ ક્રિયા કરી આવી સરોવરમાં સ્નાન ધ્યાન કરી આમ્ર ફળ વીણી લાવી ભગવત્ અર્પણ કરી પોતે આરોગ્યાં. નીર્મલ પાણી પી આત્માને તૃપ્ત કર્યો. એકાદ કલાક આરામ લીધા પછી પુનઃસર ચાલવાનું શરૂ કર્યું. સરોવરથી અરધો મૈલ દુર ચાલ્યો ત્યાં એક પર્ણકુટી જેવો આભાસ જણાયો. નજીક જઈ જુએ છે તો ચોતરફ સુંદર વૃક્ષ એકબાજુ તુલસીવૃંદ એક બાજુ સુંદર પુષ્પનાછોડોની બ્હેકીરહેલી સુગંધ દુરથી આવનારને આનંદ સાથે અંદર આવવા માટે આવકાર આપતાં હોય તેવા સુંદર શોભી રહ્યાં હતાં. પર્ણકુટીની આજુબાજુ ચતુષ્ખુણાકારે નાજુક ખુલ્લો ચોક હતો તે ઘણા દિવસથી ઝાડેલ નહિ હોવાથી આસપાસના વૃક્ષોનાં પાંદડાં પુષ્પથી અત્રાવરૂ પડ્યો હોય એવો અવ્યવસ્થીત જણાતો હતો. આવી પર્ણકુટીની અંદર પેલો યોગી બીન ધાસ્તીએ પ્રવેશ કરવા લાગ્યો. અંદર જઈ જુવે છે તો કોઈ મનુષ્ય નજરે આવ્યું નહિ. એટલે વધારે બારીકીથી તે પર્ણકુટીમાં નીરીક્ષા કરવા લાગ્યો તો તેમાં ઉત્તર તરફના ભાગમાં એક ભોંયરા જેવું દેખ્યું એટલે અંદર જવું શરૂ કર્યું. આ ગુફામાં થોડે દુર જઇને જુએ છે તો કોઈ મહાત્માને સમાધિસ્થ દેખ્યા. આ મહાત્માને જોતાંજ ઘણા પ્રેમપૂર્વક ગદગદીત કંઠે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પા કલાક સુધી મૂર્ચ્છિત સ્થિતિની માફક લાંબો થઈને પેલો યોગી જમીન ઉપર સૂઈ રહ્યો. પછી તે મહાત્માની સામે પોતાના બંને હાથ સંપુટ કરી ઉભો રહ્યો.

મહાત્માના દર્શન કરી યુવાન યોગી પોતાના અંતઃકરણમાં સંકલ્પ કરવા લાગ્યો કે આ પુજ્યાત્માને જ ગુરૂ ધારી તેમની પાસે રહી બાકીની અવશેષ જીંદગી ભગવત્ સ્મરણમાં ગુજારવી. પણ તે ક્યારે સમાધિમાંથી જાગૃત થશે ? મને શિષ્ય તરીકે સ્વીકારશે કે કેમ ? આ દુઃખીને મહાત્મા આશ્રય નહિ આપે ? આપશે જ. હવે ચાલ્ય બહાર જઇ જોવું કે કાંઇ રસોઈની સામગ્રી છે. જો હોય તો રસોઇ તૈયાર કરી રાખું. ગુરૂજી સમાધિમાંથી ઉઠે કે તરત રસોઇ તૈયાર જમાડું. આવા વિચારે પેલો યોગી ગુફામાંથી બહાર નીકળી પર્ણકુટીમાં આવ્યો.

ત્યાં રસોઇની સર્વે ચીજ તૈયાર મળવાથી કાષ્ટ વીણી લાવી રસોઈ તૈયાર કરી દાળ ભાત શાક રોટલી વગેરે તૈયાર કરી ઢાંકી પાછો ગુરૂ પાસે જઇ બેઠો.

પાંચ વાગ્યાના સુમારે તત્વમસિ ! તત્વમસિ ! તત્વમસિ ! આવો ગંભીર નાદ થયો આ નાદની સાથે જ મહાત્માની સમાધિ ઉતરી. ત્યારે તેમની લાલ આંખે અંધારી ગુફામાં અજવાળું પાડયું. અને પેલો યુવાન યોગી તેના ચરણ કમળમાં લાંબો થઇને પોતાનું મસ્તક નાંખી મને શરણ લો. મારો ઉદ્ધાર કરો, મને પ્રભુ નામોચ્ચારણનો મહા મંત્ર આપી, શિષ્ય તરીકે રાખી મારાં અજ્ઞાની લોચન ઉઘાડો. આમ બોલી દંડ માફક પડયો.

" બેટી ! ફિકર છોડ દે સબ અચ્છા હોયગા તેરેકું ઇશ્વર કોઇકા ડર નહિ હૈ. તેરા દીલમેં અબીજો પશ્ચાતાપ હોતા હે ઇસીસેં તેરા પાપ નષ્ટ હો ગયા હૈં પુત્રી ! જો હુવા હે ઇસીમે તેરા દોષ નહિ હૈં ઓ તેરા પૂર્વ જન્મકા ફળ હૈં સો ભુકતના ભાગ હૈં અબીસેં તેરા કલ્યાન હોયગા. આનંદસેં ઇધર રહેજા. ઓર ભગવત્ સ્મરણમેં તેરી જીંદગી આનંદસેં નીકલેગી, " પેલા મહાત્માએ યુવાન યોગીને કહ્યું

ગુરૂએ પોતાને બેટી કહીને બોલાવી તથા પોતાનું ગુપ્ત રહસ્ય જાણી લીધું એમ જાણી પેલો યોગી ઘણો આશ્ચર્ય પામ્યો. અને આ યોગી કોઇ ઇશ્વિરી અંશ જ છે એમ જાણી તેના પ્રત્યે તેને વધારે શ્રદ્ધા–પુજ્યભાવ પેદા થયો એટલે આનંદાશ્રુથી ગુરૂજીના પગને ભીંજાવતો પોતાનું મસ્તક તેમના ચરણમાં રાખ્યું. ગુરૂએ તેનું મસ્તક હાથવતી ઉંચું કરી પ્રેમથી તેની પાસે બેસાડયો. પરમાત્માના ગુણનું તેના કર્તવ્યોનું તેના રૂપનું વર્ણન કરી પેલા યુવાન યોગીની દીલગીરી ઓછી કરી, સંસાર પરની તેની રહેલી આશકતી ક્ષીણ કરી. એટલે તેણે ગુરૂજીને અરજ કરી કે રસોઈ તૈયાર છે. હું પીરસી રાખું છું આપ સ્નાન સંધ્યા કરી પધારો.

તૈયાર રસોઈ જાણી ગુરૂજી યોગીપર ખુશી થયા અને સાથે સ્નાન સંધ્યા કરી જમવા આવ્યા. હમેશાં ફળફુલ ખાનારને આજે કેટલાક દિવસે મળેલા અનાજનો સ્વાદ ઘણો મીષ્ટ લાગ્યો. અને તેને કેળવીને પકાવનારને ઉત્તમ રસોઇના વખાણ કરી આશિર્વાદ દેવા લાગ્યા.

# પંચદશ પરિચ્છેદ.

——xx——

## પાપનો પશ્ચાતાપ.



વાંચક ! તારી દૃષ્ટિ કનકાવતીના રાજા જ્ઞાનસિંહની કચેરી તરફ પાછી વાળ. જ્યારે જ્ઞાનસિંહ છબીલ સુંદરીનો ત્યાગ કરી પોતે પદ્મ કુંવરી પાસે ગયો ત્યારે છબીલ સુંદરી આ રાજ્યનો ત્યાગ કરી ચાલવા લાગી. અને પોતાના મહાન પાપનો પરિતાપ કરતી—અશ્રુ વરસાવતી, પ્રેમસાગરના સદ્દગુણોની પ્રસંશા કરતી પોતાના પીતાના રાજ્ય તરફ ચાલી નીકળી. પોતે અબળા છે વળી જુવાની છે અને ખુબસુરત છે તેથી રસ્તામાં જરૂર વિઘ્ન આવશે એમ જાણી તેણે સ્ત્રીના ડ્રેસ ઉપર પુરૂષનો પોશાક લગાવી લીધો હતો. જ્યાં રાત્રિ પડે ત્યાંના નજીકના ગામ ગામડા અગર શહેરની ધર્મશાળામાં રાત્રિ ગાળતી અને સવાર થતાં પગવતી ચાલવાનું શરૂ કરતી રસ્તામાં ભુલી ન પડે તેથી માણુસોને માર્ગ સંબધી વારંવાર પુછી ખાત્રી કર્યા પછી સામા ગામનો રસ્તો પકડતી. આવી રીતે ચાલતાં સુરક્ષિતપણે પોતાના પિતાના રાજ્યમાં—નગરમાં જઇ પહોંચી. શહેર નજીક જઈ પુરૂષનો સ્વાંગ ઉતારી મૂળ ડ્રેસ પહેરી લીધો પોતાનું મોં બીજામાણસો ન જોઇ શકે તેવી રીતે આગળ પડતી સાડી ઓઢી શહેરમાં પ્રવેશ કર્યો આ જગા તેને અપરિચિત ન હોવાથી સીધે રસ્તે કોઇને પુછ્યા સિવાય રાજમંદિર તરફ આવી પહોંચી.

અરે ! આ બાઇ એકદમ ચાલી આવે છે તે કોણુ હશે ? તેની ચાલતો મારી છબીલ જેવી છે શું તેજ હશે ? ના. તે એકલી આવી રીતે પગે ચાલીને આવે ખરી. ! મહારાણી થયાં પછી તો તેણે માતા પિતાને એકદમ વિસારીજ મૂક્યાં. એક કાગળનો ટુકડો પણુ કોઇની સાથે હજી સુધીમાં મોકલ્યો નથી. અરે ! તે તો મારા ભૂવનમાં આવે છે હા આવી ખરેખર ! મારી છબીલ સુંદરી જ છે. આવા વિચાર મહેલના જરૂખામાં બેઠેલ છબીલસુંદરીની માને થાયછે ત્યાંતો છબીલસુદરી ત્યાં આવી પહોંચી તેની માની ગોદનાં શીર રાખી મોટે સાદે રડી પડી.

" અરે બેન ! તું ક્યાંથી ? આંહી એકલી કેવી રીતે આવી શકી ? તું રૂદન શા માટે કરે છે ? શું છે ? મને જવાબ તો દે.

શું મહારાજાએ તારો તિરસ્કાર કર્યો છે ? શા માટે કર્યો ? બેટા ! શાન્ત થઈ મને જવાબ દે. " છબીલ સુંદરીની મા ઘણા આશ્ચર્યથી પુછવા લાગી.

" માતાજી ! કહેવામાં કાંઇ સાર નથી. હું તમારા પેટ પથર પડી હોત તો ધોબીને પણ કામમાં લાગત. તમે મારા પિતાશ્રીને બોલાવી મંગાવો અને તેમની ઉજ્જવળ કીર્તિને મારાવડે લાગેલ લાંછનના ગુન્હા માટે મારા શરીરને તલવાર વતી રજ રજ જેટલા ટુકડા કરી નાંખે હું આપને મોઢું બતાવી શકતી નથી. મેં મારા બાપદાદાની સાત પેઢીને કલંકિત કરવાનો વિચાર રાખ્યો હતો ધન્ય છે પ્યારા પુત્ર પ્રેમ સાગર તને ! કે તારા લીધેજ મારા વડવાઓની કલંકિત થતી આબરૂ બચાવા પામી. માતુશ્રી હું આપની પાસે મારૂં કાળું મોઢું લઈ આવત નહિ અને આ દુનિયામાંથી આ દુષ્ટ નામ નષ્ટ જ થઇ ગયું હોત પરંતુ તેમ કરતાં મને બીજી મહાન હત્યા ચોંટતી હતી તેથી તેમ ન કર્યું " છબીલ સુંદરી પોતાના ગુન્હા માટે પશ્ચાતાપ કરવા લાગી.

' બેન ! તું આ સઘળું શું બોલે છે ? કલંકિત કરી તો કેવી રીતે ? તેં એટલો શો મોટો ગુન્હો કર્યો છે કે મહારાજાએ તને છોડી દીધી ? શું કુંવરે તારા ઉપર કાંઇક આળ ચડાવ્યું છે ? ના મારૂં અંતઃકરણ કહે છે કે પ્રેમસાગર કદી તેમ કરેજ નહિ ત્યારે શું પદ્મ કુંવરીએ રાજાને ઉંધુંચીતુ સમજાવી ભંભેર્યા અથવા શું હકીકત છે તે ખુલ્લે ખુલ્લું મને જણાવી દે ' રાણીએ કહ્યું.

મા દીકરી આવી રીતે વાતચીત કરે છે છબીલ સુંદરી પોતાની માની કોટે વળગી રહી છે. ત્યાં પ્રતાપસિંહ ઠાકોર આવ્યો.

" પ્રીયે ! આ કોણ છે? તને શા માટે વળગી પડી છે ? શું કોઇ નાટકનો અંક ભજાવો છો? અથવા તેની પ્રેકટીસ કરો છો ? " પ્રતાપસિંહે પુછ્યું.

" નાથ ! નાટક બાટકનો અંક કાંઇ નથી. આતો આપણી કુંવરી છબીલ સુંદરી છે. તેને સાસરેથી એકલી આવી છે" રાણીએ જવાબ દીધો.

બેન ! શુંછે ? તું એકલી કેમ આવી ? રથ અને સ્વારો કયાં ગયા ? શું રસ્તામાં લૂંટ પડી હતી? તું રૂદન શા માટે કરે છે ? " પ્રતાપસિંહે છબીલ સુંદરીને પૂછ્યું.

"પિતાજી ! બોલતાં મારી જીભ ઉપડતી નથી હું આપની કીર્તિમાં કલંક રૂપ થઈ પડી છું. હવે આપની પાસે પ્રાર્થના કરૂં છું કે ફકત આઠ દશ માસ આશ્રય આપી અધશેર અનાજ આપો એટલે બસ છે. હું મારા જીવની દરકાર કરતી નથી પણ......બોલતાં અચકાઇ" છબીલ સુંદરી બોલી.

'' પ્રીયે ! કુંવરીની હકીકત સાંભળી લઇ મને રાત્રીએ જણાવજો અત્યારે કચેરીમાં મારે ઘણું કામ કરવાનું છે, તેથી જાઉં છું." પ્રતાપસિંહ આવી રીતે પોતાની રાણીને કહી સભામાં ગયો.

પ્રતાપસિંહના ગયા પછી રાણી છબીલ સુંદરી પાસેથી વાત કઢાવવા લાગી જેમ જેમ હકીકત સાંભળતી ગઇ તેમ તેમ આંખ લાલ થવા લાગી. આખા શરીરે છબીલ સુંદરી ઉપરના ચડતા કોપને લીધે કંપવા છુટયો અને રાણીનો ચ્હેરો શાક્ષાત્ રૂદ્રાણી–ભૈરવી–મહા કાળી હોય તેવો ઉગ્ર દીસવા લાગ્યો. આખરે તેણે કોપ યુકત છબીલ સુંદરીને કહ્યું "પાપિષ્ટ પુત્રી ! તારૂં કાળુ વૃત્તાંત હવે બંધ રાખ તે સાંભળતાં મારા કાન અપવિત્ર બને છે. દુષ્ટ ! અહીંથી જા. તારૂં કાળું મોઢું મને બતાવ નહિ. જો તારા પિતાને આવી તારી અધમ વર્તણુંકની જાણ થશે તો તારી સાથે મારો પણ અંત આવશે. મારા સ્તનનું પયઃપાન કર્યા છતાં તારી મતિ આટલે દરજ્જે નીચ કેમ થઈ? હવે બહેતર છે કે તું તારી મરજી માફક કોઈ સ્થળે ચાલી જા. હું જાણીશકે મેં તારો જન્મ આપ્યોજ નહોતો તારૂ કાળું મોઢું લઇને આંહી આવતાં તને શરમ ન આવી? રસ્તામાં નદિ નાળા–કુવા કયાં થોડાં હતાં આજથી મારે પુત્રી નથી અને તારે માતા નથી એમ જાણ. તારા લીધે મારી કુખ દુનિયામાં વગોવાશે અને તારા પિતાને ઉચું માથું લઈ બોલવાનો વખત રહેશે નહિ. કુલ અંગારપુત્રી ! આંહીથી હવે જલદી ચાલી જા" રાણીએ પોતાની એકની એક પુત્રીનો તીરસ્કાર કર્યો.

જ્યારે પોતાની માતાએ પણ છબીલ સુંદરીની અવગણુતા કરી ચાલ્યા જવાનું કહ્યું ત્યારે એક પણ જવાબ વાળ્યા શિવાય પોતાની માતાનો મહેલ છોડી ચાલી નીકળી. નગર બહાર જઇ પોતાના દેહને આત્માથી જુદો કરવાની તજવીજમાં ગુંથાઈ; થોડીવાર આમ તેમ વિચાર કર્યા બાદ વિચાર સુઝી આવ્યો. આ નગર સમુદ્રના કીનારા-

પર આવેલું હતું તેથી દરિયા તરફનો રસ્તો લીધો અને સમુદ્રના પ્રચંડ મોજામાં પોતાના શરીરને હોમી દીધું

છબીલ સુંદરીએ સમુદ્રમાં ભુસ્કો તો માર્યો, પણ પાણીને લીધે તેનો જીવ મહાકષ્ટ ભોગવવા લાગ્યો તેથી તેને બચાવવાને વલખાં મારવા લાગી. બે કલાક સુધી તો પાણીમાં તરવા લાગી. પછી હાથ પગની તાકાત કમતી થતાં તરવાની સત્તા રહી નહિ. પાણીને લીધે આખા શરીરે કરચલીઓ પડવા લાગી અને શરીર ફુગાઇ જવા લાગ્યું. જેમ જેમ હાથ પગની શકિત ઓછી થતી ગઇ તેમ તેમ ડુબકાં ખાવા લાગી. જ્યારે મોજું ઉપર ચડે ત્યારે પાણીના મોજાની સાથે ઉપર ચડી તેનું ડોકું દેખાય અને જ્યારે તે મોજું નીચે બેસે ત્યારે પાણીની પછાટ સાથે નીચે બેસે આમ પાણીની પછાડ ખાઇ ખાઇને મરણ તોલ આવી રહી શુદ્ધિ પણ જતી રહી દરિયાના ખારા પાણીથી પેટ પણ ફુલી ગયું. એવામાં નજીકમાં થઇ એક વણીકનું વહાણ જતું હતું તેના નાવીકે તેણીને તણાતી દેખી એટલે વહાણ ઉપરથી મછવો પાણીમાં નાંખી તેના તરફ હંકાર્યો રસીનો એક છેડો પેલી મરણ શરણ થયેલી છબીલ સુંદરી તરફ ફેંકયો એટલે તેણે પકડી લાધો તેના વડે નાવીકે મછવામાં છબીલ સુંદરીને લઇ લીધી અને ત્યાંથી વહાણ ઉપર લઇ જઇ પોતાના શેઠ પાસે જઇ કહ્યું. આ કોઇ બાઈ સમુદ્રમાં તણાતી મરવાની અણી ઉપર હતી તેમાં ઇશ્વરે આપણું વહાણ મોકલ્યું અને મારી નજર તે તરફ પડતાં હું વહાણ ઉપરથી ઉતરી તેને લઇ આવ્યો પણ જુઓ તેનામાં ચૈતન હોય એમ જણાતું નથી. રખે મરી ગઇ હોય.

"અરે ! શું જુઓ છો જલદી અગ્નિ પ્રગટ કરી તેને શેક કરવા મંડો તેનું કપાળ ગરમ છે તેથી બ્રમરંધ્રમાં જીવ છે. મરી ગઇ નથી" શેઠે પોતાના નોકરોને હુકમ કર્યો. પછી પોતાની પાસેના ગરમ કપડાં છબીલ સુંદરીને ઓઢાડી, ગરમ પથારી ઉપર સુવાડી ઉપર શેક કરવો શરૂ કર્યો. એકાદ કલાકે તેની આંખ ઉઘડી એટલે પેલા દયાળુ શેઠે પોતાની પાસેની દવા પાઇ ઉલટી કરાવી દરિયાનું ખારૂ પાણી કઢાવી નાંખ્યું એટલે છબીલ સુંદરીને શાન્તીવળી અને અરધા કલાક સુધી શાન્ત નિદ્રા પણ આવી ગઇ જ્યારે જાગ્રત થઇ ત્યારે તૈયાર કરાવેલ કાંજી તેને પાઇ એટલે છબીલ સુંદરી પુરી સાવધ થઇ બેઠી થઇ

ચોતરફ જોવા લાગી. પાસે બેઠેલ શેઠને પુછવા લાગી. ભાઇ! આપ કોણ છો? હું આંહી કયાંથી આવી? ઇશ્વરે મને શા માટે બચાવી? ભાઈ તમે મને કયાં લઈ જાઓ છો? મને પાછી સમુદ્રમાંજ ફેંકીદો નહિ તો મારા અઘોર પાપના પ્રતાપે આપના વહાણને પણ નુકશાન થશે. ભાઇ! કેમ સાંભળી રહ્યા છો મારા આત્માને આ દુષ્ટ શરીરથી જલદી મુકત કરો.

બેન! તમે તમારા દેહને શા માટે નીન્દો છો. આ સંસારમાં મનુષ્ય દેહ ફરી ફરીને મળવો દુર્લભ છે. છતાં તમારી આવી કોમળ કાયાને એળે કરવા શા માટે તૈયાર થાઓ છો? જો તમને અમારા તરફની ધાસ્તી હોય તો તે બીલકુલ રાખતાં નહિ તમે ધર્મથી માનેલ બેન છો. હું વણિક પુત્ર છું વેપારાર્થે દશવર્ષથી નીકળ્યો હતો હવે કમાઇને મારા વતનમાં જાઉછું. ત્યાં તમે પણ ચાલો. મારા ઘરે રહી આનંદ કરજો પછી આપ કહેશો તો આપના પિતાને ત્યાં અગર તમને યોગ્ય લાગશે ત્યાં મુકી આવીશું. તમે કોણ છો? આવી રીતે દરિયામાં કયાંથી પડી ગયાં? શું વહાણ ભાંગી ગયું હતું?" પેલો શેઠ છબીલસુંદરીને પૂછવા લાગ્યો

ભાઇ! મારૂં વૃત્તાંત ઘણું અધમ છે. તે સાંભળવાથી તમને શો લાભ છે? હું એક દુ:ખી અબળાછું. અને આપ મારા સાચા ભાઇછો. હું આપની બેન છું. આ પાપી દેહને મહાસાગરના પ્રચંડ મોજાં વાળા પાણીએ પણ સંગ્રહ કર્યો નહિ. તેથી જણાય છે કે હું કોઇને ઉપયોગી નથી. પણ ઉપાધિ રૂપછું ખેર. ભાઇ! તમો મારા પ્રાણ દાતા છો તેથી ઇશ્વર પ્રત્યે વારંવાર પ્રાર્થના કરૂંછું કે તમારૂં કલ્યાણ કરો" છબીલસુંદરી આશિષ દેવા લાગી.

"બેન! તમારી ગુહ્ય વાત ન કહેવી હોય તો મારે જાણવાની એટલી બધી આતુરતા પણ નથી. તમે ખુશીથી મારી સાથે ચાલો. અને તમારાં ભાભી સાથે રહી આનંદ કરજો" શેઠે દીલાસો આપ્યો.

મરવાની અણી ઉપરેથી છબીલ સુંદરીને પ્રભુએ વિશ્રામસ્થાન આપ્યું અને પેલા શેઠના અંત:કરણમાં તેના પ્રત્યે શુદ્ધ ભાવ પેદા કરાવ્યો તેથી તે ઇશ્વરની સ્તુતિ કરવા લાગી. અને હવેથી દરરોજ સવારના ચાર વાગ્યાથી દશ વાગ્યા સુધીનો વખત ઇશ્વર સ્મરણમાં ગાળવા લાગી

થોડા દિવસે વર્ધમાન શાહનું વહાણ પોતાના વતન સુંદરપુર નજીક આવી પહોંચ્યું એટલે તોપોના બહાર કરી પોતાના આવ્યાની જાણ પોતાના સંબંધીઓને કરવા લાગ્યા વર્ધમાન શાહના માતાપિતા સ્ત્રી સંબંધીઓ સમેત દરિયા કાંઠે આવ્યાં. દશ દશ વર્ષે પુત્રના દર્શન થવાથી માતાપિતાને કેટલો આનંદ થાય તે ખ્યાલ પુત્ર વિયોગી માતાપિતાને સહેજ થશે. સર્વનો આનંદ નેત્ર દ્વારા વહેવા લાગ્યો વર્ધમાન પોતાના માતાપિતાના પગમાં પડી દંડવત્ કરવા લાગ્યો. તેની માતાએ ઓવારણા લઇ છાતી સરસો દાબી વ્હાલ બતાવ્યું. વહાણ ઉપરના નાવીક વગેરે પણ પોતાની સ્ત્રી પુત્રોને મળવા લાગ્યા ફક્ત પેલી અજાણી છબીલસુંદરી શુન્ય મુન્ય થઇને એક બાજુ ઉભી રહી તેના તરફ વર્ધમાન શેઠની પત્નિની નજર જતાં તેનું રૂપ સાૈંદર્ય દેખી તેના હૃદયમાં અનેક પ્રકારે શંકા થતાં છબીલસુંદરી તરફ તીરસ્કારની લાગણીથી જોવા લાગી. શેઠ પોતાની પત્નિને કહ્યું પ્રીયે ! આ બાઇ મારી ધર્મથી માનેલ બેન છે તે આપણે ત્યાં રહેશે માટે તેનું સન્માન સાચા પ્રેમથી કરી હર હમેશ તારી પાસે રાખજે અને તેમને જરા પણ ઓછું આવવા દઇશ નહિ.

પોતાના પતિના આવાં વચન સાંભળી શેઠાણી છબીલસુંદરી પાસે ગઇ ને આનંદથી ભેટી અને પોતાના મકાન તરફ એક ગાડીમાં બેસી સાથે તેડી ગઈ. આંહીઆ છબીલસુંદરી ખુશીથી દિવસ ગાળવા લાગી પેલી શેઠાણી પણ તેને પોતાની બેન સમાન ગણી આનંદ દેતી હતી તથા તેની પાસેથી નવું નવું કાંઇક ભરવા ગુંથવાનું શીખતી હતી.

## ષોડષ પરિચ્છેદ.

## પાપીની પાસમાં ફસાવું.



સુંદરપુરનો કોઇ પાૈરીક દેશાવર જઇને પૈસો કમાઇ પોતાના દેશમાં પાછો ફરે ત્યારે પોતાના રાજા માટે અમુક નજરાણું ભેટ દેવા સારૂ ખરીદ કરી લે. આ સાધારણ રીવાજ મુજબ વર્ધમાનશાહે પણ રાજા માટે નજરાણું લીધું હતું એકાદ માસને માટે રાજા શિકારે ગયેલ હોવાથી આપવું મુલ્તવી રાખેલ તે જ્યારે રાજા આવ્યો એટલે

રાજ કચેરીમાં જઇ ત્રણ હિરા સમેત ચાંદીનો નકશી દાબડો રાજાના પગ આગળ ધર્યો.

રાજાએ વર્ધમાન શાહને યોગ્ય આસન આપી બેસાડયો અને દેશાન્તરના રાજાઓની રાજ્યનીતિ; લોકોના રીતરીવાજ, નીપજ. ઉપજ, વેપાર વણજ, તથા બોલાતી ભાષા વગેરે હકીકત પુછવા લાગ્યો. તેના જવાબ શેઠ દેવા લાગ્યા કોઈ વિચિત્ર રીવાજ સાંભળી કચેરીના સભાસદો સમેત રાજા આશ્ચર્ય પામતા. ભાષા સાંભળી તે ભાષા શીખવાનો રાજાએ ઠરાવ કર્યો. પછી શેઠે ભેટ આપેલો દાબડો ઘણા આનંદથી હાથમાં લઇ તેની કારીગીરીના વખાણ કરવા સાથે દાબડો ખોલ્યો દાબડો ખોલતાં રૈયત પ્રત્યે વ્યાખ્યાન કરવા લાગ્યો. "મારી રૈયત દેશાવરમાં વેપાર વણુજ કરી શાન્તિ તથા સુખમાં અને આબાદીમાં છે એમ જાણી મને ઘણો આનંદ થાય છે મારો આશિર્વાદ છે કે મારી રાજ્ય ભક્ત પ્રજા જ્યાદે જ્યાદે સુખ શાન્તિ ભોગવો અને રાજ્ય ભક્ત બનો રાજ્યની આબાદીનો મૂળ પાયો પ્રજાની જાહોજલાલી ઉપર ટકી રહ્યો છે રાજાનો ધર્મ છે કે પ્રજાની જાહોજલાલી જેમ વધારે પ્રદિપ્ત રહે તેમ આચરણ કરવું કરાવવું અને તેમ થવા માટે ઇશ્વર મને સારી બુદ્ધિ આપો." "આવી રીતે સ્નેહ પૂર્વક બોલ્યાપછી દાબડો ખોલ્યો અને તેમાંની ચીજ સભાને બતાવી. આવા સુંદર અને કીમતી ચાંદીના દાબડામાંની વસ્તુ ઘણી ઉમદાજ હોવી જોઇએ આવી રીતે સર્વની માન્યતા હતી તે કેવળ જુઠી નીવડી. અંદરથી સફેદ કાચના લંબગોળ અને પેટાળમાંથી ઉપસેલા ત્રણ ટુકડા નીકળ્યા આ જોઈ રાજા અને સભાસદો વિચારમાં પડી ગયા અરે ! રાજાએ આવા કાચના ટુકડા શું નથી જોયા ? વર્ધમાન શાહે 'ઉપરકી અચ્છી બનાવી ભીતરકી રામ જાને' આની પેઠે સુંદર નકસીદાર ચાંદીનો દાબડો તો લાવ્યો પણ અંદર કાચ ભરીને વાણીયો ખરોને ! તેણે શું એમ વિચાર રાખ્યો હશે રાજા આ દાબડાને કચેરીમાં નહિ ખોલતાં જનાનામાં જઇને ખોલશે. અને પછી જો મને પુછશેતો હું કહીશકે તેમાં અમુલ્ય ત્રણ હીરા હતા નક્કી તેણે આવોજ વિચાર રાખ્યો હશે. સાંભળવા પ્રમાણે લાખો રૂપિયા કમાઈ લાવ્યો છે તો તેમાંથી થોડો હિસ્સો રાજાને આપ્યો હોત તો શું ખોટ આવી જાત ? પણ લોભી ખરોને ! હવે શા હાલ થશે ? રાજા જરૂર તેની લક્ષ્મીને

ઝુંટી લેશે આવી રીતે કચેરીમંડળ પરસ્પર વાત કરવા લાગ્યું વર્ધમાન શેઠે નજરે જોયું કે પોતે રાખેલ અમુલ્ય હીરાને બદલે કાચના ટુકડા નીકળ્યા ત્યારે તેનું મોઢું એકદમ શ્યામ થઈ ગયું અનેક વિચાર થવા લાગ્યા. અને ભવિષ્યમાં શું થશે તેનો ઉદ્વેગ થવા લાગ્યો.

"અરે મૂર્ખ ! તું મને ઠગવા ધારે છે ? બીજા માણુસોને છેતરીને પૈસો લાવ્યો તે ઠીક પરંતુ મને પણ છેતરવા ધાર્યો હતો ? આ ઉપરથી ચોકસ જણાય છે કે તારૂં દ્રવ્ય તેં અનીતિથી સંપાદન કરેલું છે. માટે પ્રધાનજી ! સેનાપતિને હુકમ કરો કે આ વણીક પરદેશથી જેટલું દ્રવ્ય લાવ્યો છે તેટલું જપ્ત કરે અને વહાણ પણ જપ્ત કરી તેની સાથે જેજે માણુસો વહાણુમાં હતાં તેને આંહી બોલાવી લાવે મારે તે માણુસોને પુછી ખાત્રી કરવી છે કે આ દ્રવ્ય કોની પાસેથી છીનવી લાવ્યો છે.

વણીક ! તું જે દ્રવ્ય લાવ્યો છે તે જ્યાં સુધી મારી ખાત્રી એમ નહિ થાય કે તેં નીતિથી અને પ્રમાણિક પણે ધંધો કરી સંપાદન કર્યું છે ત્યાં સુધી સરકારમાં અનામત રહેશે. માટે તું જે રાજાનાં રાજ્યમાં હતો તે રાજાની ખાત્રી વાળો કાગળ અગર બીજી કોઇ રીતે મને સાબીત કરી આપ કે તારા પુરૂષાર્થથી મળેલું છે. જા હું તને રજા આપું છું માટે પ્રયાસ કર અને મારી ખાત્રી થયેથી તારૂં દ્રવ્ય તને સુપ્રત થશે" રાજાએ વણીકને તથા પ્રધાનને હુકમ કર્યો

સેનાપતિએ વર્ધમાન શેઠને ઘેર જઇ તે લાવેલું દ્રવ્ય ચોપડા સમેત જપ્ત કર્યું વહાણુપરના માણુસોને પણ મહારાજા સમક્ષ હાજર થવા હુકમ કર્યો એટલે ત્રણ નાવીકો હાજર થયા.

" બસ તમો ત્રણ અને ચોથા શેઠજ વહાણ ઉપર હતા કે બીજો કોઇ કારકુન વગેરેમાંથી કોઇ હતું ?" સેનાપતિએ પેલા નાવિક પ્રત્યે પુછ્યું.

"હજુર ! એક બાઇ પણ સાથે હતી પરંતુ તે બાઇ અમોને ભરદરીઆમાંથી તણાતી મળી હતી. અને મરણ પથારી પર હતી કેટલીક દવાદારૂ કર્યા પછી તંદુરસ્ત થઇ છે. બસ એટલાં પાંચ જણ અમો વહાણુમાં હતાં" એક નાવીકે કહ્યું,

"તે બાઇ ક્યાં છે ? જલદી આંહી લઇ આવો" સેનાપતિએ કહ્યું સેનાપતિનો હુકમ થયો એટલે એક નાવીક શેઠાણી પાસે જઇ તેનો

હુકમ કહી સંભળાવ્યો આ વાત સાંભળી શેઠાણી ઘણી દીલગીર થઇ પાસે બેઠેલ પેલી બાઈ (છબીલસુંદરી) ની દીલગીરીની તો હદ ક્યાંથીજ હોય! ખરેખર અબળા જાતિમાં હું સર્વથી દુષ્ટ ખરીજ. કારણ જે મને આશ્રય આપે છે તેને પણ મારા આવાગમનથી પુરૂં વિઘ્ન આવે છે. હે ઇશ્વર! મનુષ્યથી કદી એકાદ ભૂલ થઇ ગઇ તો તારૂં કોમળ હૃદય દયા ન લાવે? જો તારામાં ક્ષમાનો ગુણ નથી તો શ્રુતિ સ્મૃતિ અને જગત તને અધમોદ્ધારણ શા માટે કહે છે? શું હું તારી ન્યાય બુદ્ધિએ કેવળ અધમોધમ નીવડીછું? હા એમજ હોવું જોઇએ. નહિતો મારી આટલે દરજ્જે દુર્દશા થાત નહિ. ક્યાં રાજ્ય ક્યાં મહારાજા કોની પુત્રી અને કોની માતા હતી કે જેવડે સ્વર્ગનું સુખ પણ તુચ્છ હતું પરંતુ મારી પાપ મતિએ અગર મારાં પૂર્વના કોઇ મહાન્ અધમ કૃત્યના પ્રભાવે આ દશા પામું છું હવે રાજા પાસે જવાથી કોણ જાણે શું થશે ઠીક ચાલ્ય ગયા વિના કેમ ચાલશે? જે થયું તે જોયું અને ભવિષ્યમાં જે થશે તે પણ જોઇશ આખર મૃત્યુ તો છેજ. પણ તેને માટે અત્યારથી સાધન લઉં તોજ ઉત્તમ. જો ઇશ્વર એટલે દરજ્જે વખત બતાવે તો આત્મ હત્યા કરવાને સહાય આવે. છબીલસુંદરીએ આવી રીતે વિચાર કરી સાથમાં એક મોટી છરી લઇ પોતોના શીર કેશના વેણીમાં છુપાવી રાખી લીધી. પછી શેઠાણીથી જુદી પડી નાવિકની સાથે પોતાની સાડી વતી મોંને ઢાંકી ચાલતી થઈ.

સેનાપતિએ જ્યારે છબીલસુંદરીને જોઇ ત્યારે તેનું રૂપ—ભર જુવાની જોઈ તેનાપર મોહિત થઇ ગયો. અરે! આ દેવાંગનાતો નથી? શેઠ પણ વિલાસી જણાય છે કે આવી સ્ત્રીને પકડી તેની સાથે આનંદ કરે છે વાહ! શું તેની ખુબસુરતી છે જો રાજા પાસે આ જશે તો જરૂર જનાનામાં દાખલ કરી દેશે માટે બહેતર છે કે રાજાની નજરે ન કરતાં આપણેજ રાખી લેવી. આમ વિચાર થતાં છબીલસુંદરીને પોતાના બે વિશ્વાસુ નોકરની સાથે પોતના ખાનગી મહેલમાં મોકલી દીધી અને પેલા ત્રણ નાવિકોને લઇ રાજા તરફ જવા નીકળ્યો.

રસ્તામાં ચાલતાં સેનાપતિએ પેલા નાવિકોને કહ્યું જો તમારે બચવું હોય તો એક ઉપાય છે. હું કહું તેમ કરશો તો તમને હરકત

નહિ આવવા દઉં અને મારાથી વિરૂદ્ધ જશો તો નકી માનજો કે પાછાં ઘર અને બૈરાં છોકરાં દેખવા મુશ્કેલ થઈ જશે.

"ગરીબ પરવર! જેમ આપ કહો તેમ વર્તવાને અમો તૈયાર છીએ. પરંતુ અમને બચાવી લેજો. શેઠની કાંઇ હકીકત અમે જાણુતા નથી. તે શું ધંધો કરતા હતા અથવા તેણે કેવી રીતે પૈસા પેદા કર્યા એ અમો ગરીબ અભણુ માણુસને શું ખબર પડે. આતો મોટાની પાછળ ગરીબ માણુસનો મરો થાય છે" નાવિક કળકળતા બોલી ઉઠયા.

"જો તમારે છુટવું હોય તો મહારાજા જે હકીકત પૂછે તે સાચે સાચું કહી દેજો પણુ પેલી સ્ત્રી સંબંધી કાંઇ વાત કરશો નહિ. વહાણુમાં અમો ત્રણુ અને ચોથા શેઠ આમ ચાર જણાજ હતા એટલું કહેવું. પેલી સ્ત્રીનું નામ સુદ્ધાં આવવું ન જોઇએ એટલે પછી જો રાજા તમોને કેદ કરશે તો હું તમોને છોડી દઇશ એ નકી માનજો." સેનાપતિએ સૂચના આપી.

નામદાર! શેઠ પડયા એક ખાડામાં અને પેલી બાઇ જાય જાલમ અમારે એની કાંઇ જરૂર નથી. જેમ આપનો હુકમ છે તે મુજબજ રાજા પાસે બોલીશું પણુ અમારો બચાવ કરજો "નાવીક બોલ્યા. આમ વાતચીત કરતાં કચેરી દ્વાર આવ્યું. "ખુદાવીંદ! આ ત્રણુ નાવિક વહાણુમાં હતા ચોથા શેઠ એમ ચાર જણા હતા આપના હુકમ મુજબ નાવિકોની જુબાની લીધી પરંતુ તેને કાંઈ ખબર નથી એમ જણાય છે. શેઠની મીલ્કત જપ્ત કરી ટ્રેઝરીમાં અનામત રખાવેલ છે. હવે જેવો હજુરનો હુકમ" સેનાપતિએ રાજા પાસે જઇ હકીકત કહી બતાવી.

આવા અભણુ માણુસોને શા માટે લાવવા જોઇતા હતા. મેં જાણ્યું કોઇ તેના ગુમાસ્તા અગર મુનીમ વગેરે સાથે હશે. જો તેમ નથી તો આ ત્રણે ને રજા આપો." રાજાએ હુકમ કર્યો.

સભા બરખાસ્ત થઇ એટલે સૌ પોત પોતાના સ્થાનકે ગયા. સેનાપતિનો જીવ પોતાના ખાનગી મહેલમાં મોકલેલ પેલી છબીલસુંદરીના મોહક ચ્હેરામાં વળગી રહ્યો હતો. કચેરી બરખારત ક્યારે થાય અને હું તેની પાસે ક્યારે પહોંચું આમ વિચાર થયાજ કરતો હતો. બરખારત થયા પછી સીધો પોતાના ખાનગી મહેલમાંજ આવ્યો. ત્યાં પેલી છબીલ સુંદરીને આક્રંદ કરતી દેખી એટલે બોલ્યો.

" પ્રીયે ! હવે તું મારી પત્નિ બન. હું આંહીના રાજાનો માનીતો સેનાપતિછું જો તું કુંવારી હોય તો યથા વિધિએ તારૂં પાણિ ગ્રહણ કરૂં કદી જો તું પરણી હોય તોપણ મારો વિચાર તને એક રાખ તરીકે ન રાખતાં મારી અર્ધાંગના તરીકે મોટી આબરૂથી રાખવાનો છે. બોલ હવે તું ભાગ્યશાળી થઈ ? તું શી જાતે છો ? કોની દીકરી છે. પરણી છે કે કુંવારી ? હું તને પુછુંછું તેનો જવાબ કેમ દેતી નથી ? વાચા છે કે નહિ ? ગાંડી શા માટે થાય છે ? હું જે લાખો સૈનિકોનો સરદાર અને શત્રુઓના શિરને નમાવનાર તારી પાસે ઉભો રહી તને આટલા માનથી બોલાવુંછું અને આનંદથી મારી પત્નિ કરવા ચાહું છું છતાં તું લેશ માત્ર ન બોલતાં મારા સામી દ્રષ્ટી પણ કરતી નથી એ ઠીક કહેવાય ? પ્રીયે તારા રૂપથી મોહિતને તારૂં વાગ્ચાતુર્ય બતાવી આનંદિત કર " સેનાપતિ વિનવે છે.

"દુષ્ટ ! તું તારૂં બોલવું બંધ કર. પ્રીયે પ્રીયે કોને કહે છે ? હું તારી માની જણી બેન સમાનછું અથવા પુત્રી થવાને યોગ્યછું. હું પરણેલીછું મારા પતિ મહારાજા છે તેમ મારા પિતા પણ મોટા તાલુકાના માલિક છે. જો મારા પતિને તારી અધમ વર્તણુંકની જાણ થશેતો તારા તથા તારા લીધે તારા રાજાના, રાજ્યના અને રૈયતના બુરા હાલ થશે. તારી સ્ત્રી વિધવા થશે, તારાં બાળકો ન બાપા ગણાશે. જો તું કુલીન ક્ષત્રિયનો બચ્ચો હો તો આવું દુષ્ટ કર્મ ન કરતાં મને મારા પતિને સ્વાધીન કર ક્ષત્રિયની વંશપરંપરાની રીતિ શરણાંગતનું રક્ષણ કરવું. તો હું તારે શરણછું વળી અબળાછું તો આ ઉત્તમ રીતિને અનુસરી મારો છુટકારો કર. તારા કુળ ધર્મને છોડ નહિ. તારા વડવાઓની કીર્તિને કલંકીત ન કર. ભાઈ એક વૈશ્ય પુત્રે મને શરણ રાખી અભય દાન દીધું હતું તો તું તો ક્ષત્રિય છો એટલે રક્ષણ કરવાને યોગ્ય છે છતાં ભક્ષ કર્તા બની ઇશ્વરી મહાન કોપનો ભોકતા ન બન ભાઇ ! હું તારી બેન થાઉં " છબીલસુંદરી. પ્રથમ ગુસ્સાથી પછી ધીમે ધીમે શામ પ્રકારે સેનાપતિને કહેવા લાગી.

" **कामातुराणाम् न भयं न लज्जा.** " આ વાક્ય પ્રમાણે કામી માણસ સારાસાર વિચાર કરતો નથી. પોતાનું શું અનર્થ થશે તે ખ્યાલ કામી મનુષ્યના મગજમાં પેસતો નથી.

" પ્રીયે ! તેં તારૂં વાગ્ચાતુર્ય તો બતાવ્યું હવે શાન્ત થા. અને મને પ્રેમથી આલિંગન આપ, એટલે હું મારો જન્મ સફળ થયો

માનું. તું નક્કી માનજે કે મારી રાણીઓમાં તને શ્રેષ્ટ પદ આપીશ; અહર્નિશ તારી પાસે જ હાજર રહીશ, બલ્કે વિશેષમાં હું તારો ગુલામ થઇને રહીશ. હવે વિલંબ શા માટે કરે છે ? જેટલો વખત જાય છે તેટલો વખત મને એકેક કલ્પ સમાન થઇ પડે છે. મારો પ્રેમ તારા પ્રત્યે કાન્ચન સમાન માનજે. ક્ષત્રિયની રીતિ નીતિ હું સારી રીતે જાણું છું પણ તારા સૌન્દર્યે મને ગાંડો બનાવી એ રીતિ નીતિને ભુલાવી દીધી છે. પ્રીયે ! તારો મૂળ ખાવિંદ ગમે તેવા મોટા રાજ્યવાળો અને લશ્કરવાળો હશે તારો પિતા ગમે તેટલો શૂરવીર હશે પરંતુ તું આંહી છો તેમ શી રીતે તેને માલુમ પડશે ? હવે ખુશીથી મારી ઇચ્છાને અનુસરીશ તો ઠીક છે નહિ તો બળાત્કારે પણ તારે મારી સેવા કરવી પડશે જ. આંહીથી તું ક્યાં જવાની હતી ? તારાં દુર થયેલાં સગાંઓને દીલથી છોડી દે. અને ઇશ્વરે અનાયાસે કરાવેલ મેળાપનો આશ્રય લે. જો તારો અને મારો સંબંધ ઇશ્વરે નિર્માણ ન કર્યો હોત તો તું દરિયામાં ક્યાંથી પડત, તે ભયંકર ઉદધિના પાણીમાંથી અને તેમાંના રાક્ષસી જળચર જીવના ભક્ષમાંથી બચી પેલા વણીકના પાસે ક્યાંથી આવત ' તેમ છતાં રાજાનું તે શેઠ ઉપર ગુસ્સે થવું, તેનો માલ જપ્ત કરવાનો હુકમ મને જ થવો. આ સઘળી અસંભવિત બાબતો સંભવિત બની આખરે તારો અને મારો મેળાપ થયો તે ઇશ્વરની મહેરબાની સમજ. હું પણ જાણું છું કે હજી તને તારા મૂળ ધણીનો પ્યાર તાજેતર છે. અને તેવો પ્યાર મારા તરફથી મળશે કે શી રીતે તેને માટે તને શંકા રહે છે. પરંતુ નક્કી માનજે કે તું પ્રથમ જેવી સુખી હતી તે કરતાં સહસ્ત્રઘા વધારે સુખી મારાથી થઇશ. હું તારી પાસે પ્રતિજ્ઞા લઇ કહું છું કે મારી જીંદગી સુધી હું તારી જ સેવા કબુલ રાખીશ. બોલ હવે કાંઇ શક છે ? " આમ બોલી પેલો મનુષ્ય સ્વરુપે રાક્ષસી આચરણવાળો સેનાપતિ છબીલ સુંદરીને આલિંગન દેવા તેના તરફ આવવા લાગ્યો.

" દુષ્ટ ! બસ કર. હવે એકદમ પણ મારી તરફ ચાલીશ તો નક્કી જાણજે કે તારો અગર મારો અંત આવશે. તું ક્ષત્રિયાણીના પરાક્રમથી અજાણ્યો છે. કારણ તારી મા કોઇ હલકી જાતની બલ્કે વેશ્યા આચરણવાળી હોવી જોઈએ. એટલે ક્ષત્રિયાણીને તું પીછાણુ ક્યાંથી ? ઇશ્વરે મહા ભુલ કરી છે કે તને જિવ્હા આપી છે. પણ હવે યાદ રાખજે કે જો કાંઈ લાંબું ટુંકું બોલ્યો તો જીંદગીની હદ

આવી રહેશે. મારા પિતા અને મારા પતિને માલુમ નથી પણ નિરં-જન મહાન પિતા દેખે છે. તે જોઈ રહેશે નહિ. દુષ્ટ ! પર સ્ત્રીનું શીયળ ભંગ કરવાનું ફળ સારૂં આવતું નથી. અદ્યાપિ પર્યંત બનેલા દાખલા દેખ. સ્મૃતિના દૃષ્ટાંતને સાંભળ. સીતાની છેડ કરવાથી રાવણની ગતિ જાણ ગોરાણીની છેડ કરવાથી ચંદ્રની ગતી જાણ. સતી દ્રૌપદીની છેડથી કૌરવ તથા કીચકના હવાલ પીછાણ. પરમ કૃપાળુ પરમાત્મા તારી પણ તેવી જ દુર્ગતિ કરશે એમ ચોકસ જાણી મને મારા રસ્તે જવા દે." છબીલસુંદરીએ ઉગ્ર ચ્હેરે-વાણીએ સેનાપતિને કહ્યું.

અરે કમજાત ! શું તારા જેવી એક અબળાની આવી નજીવી ધમકીથી ક્ષત્રિય બચ્ચો ડરી જવાનો હતો ? જ્યાં સુધી સમજાવીને કહું છું ત્યાં સુધી હું સારો છું નહિ તો જોઇ લે આ દેવી દેખી છે ?" સેનાપતિએ પોતાની તલવારને મ્યાનમાંથી કાઢી છબીલ સુંદરી તરફ ઉગામી.

" દુષ્ટ ! એક ક્ષત્રિયાણીનું મૃત્યુ આ દેવી વડે થશે તો તે મહા ભાગ્યશાળી બનશે. અને તારા જેવા નરાધમના પાપી પાસમાંથી છુટશે. લે જલદી કર. ઢીલ શા માટે કરે છે ? શું વિચાર કરે છે? જો તું તારા એક જ બાપના વીર્યથી ઉત્પન્ન થયો હો તો તારો ગુસ્સો જેવોને તેવો કાયમ રાખી તલવારવતી મારા શીરને ધડથી જુદું કર." આવી રીતે બોલી છબીલસુંદરીએ પોતાનું માથું ઉગામેલી તલવારની નીચે ધરી રાખ્યું.

સેનાપતિએ વિચાર કર્યો કે આ સ્ત્રી મરવાને તો તૈયાર છે. જો મારીશ તો મારો આવેલો શિકાર રદ જાય છે. એટલુંજ નહિ પણ ભવિષ્યમાં વૈભવ ભોગવવાનો વિચાર એળે જાય છે. માટે મારવી તો નહિ જ. એકાદ બે માસમાં આપો આપ ઠેકાણે આવી જશે. ક્યાં જવાની હતી. ચોકી પેરા છે અને વિશેષ બંદોબસ્ત રાખીશ. બે દાસીઓને તેની પાસે રાખી મારી પ્રસંશા કરે તેમ કરીશ. પેલી દુર્મતિ આ કામમાં ઘણી કુશળ છે. તેથી તે થોડા વખતમાં જ આને ઠેકાણે લાવશે સાહસ ન કરવું. આમ અંતર્ગત વિચાર કરી બોલ્યો. " જા આજે જવા દઉં છું. બે દિવસ પછી પાછો તારી પાસે આવીશ તે દરમીઆન વિચાર કરી જોજે. આખરે મારા સ્વાધિન થવામાં જ

તારૂં સાર્થક છે. ” આમ કહી ત્યાંથી પોતાના ખાસ મહેલ તરફ રવાના થયો ત્યાં જઇ એ દાસીઓને છબીલ સુંદરીની સેવામાં મોકલી. એઓને સઘળી બાબતથી સાવચેતી આપી પોતાના તરફ છબીલ સુંદરીનું દીલ આકર્શાય એમ કરવા ચેતવણી સાથે મોટી બક્ષીસની આશા આપી.

---

## સપ્તદશ પરિચ્છેદ.

### મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા.



નાપતિના ગયા પછી છબીલ સુંદરીએ પોતાના હૉલનું બારણું બંધ કરી સાંકળ મારી લીધી. પછી જમીનપર બેસી અનેક પ્રકારે વિચાર કરવા લાગી. “ આ અધમ શરીરનો સંગ્રહ પાણીએ કર્યો નહિ તેમ પેલા નરાધમની અસીની ધારા પણ લાગુ પડી નહિ. તો હવે ઇશ્વરે શું ધાર્યું હશે ? એ દિવસનું બોલીને દુષ્ટ ગયો છે તો બીજે દિવસે આવીને જરૂર મારા શીયળનું ભંગ કરશે. હું ગમે તેવી છું તો પણ એક અબળાની શક્તિ પુરૂષ આગળ શી વિસાતમાં ગણાય ? ત્યારે વધારે ઉત્તમ એજ છે કે આત્મહત્યા કરીને અત્યારે જ જીવન મુક્ત થવું. શીયળની રક્ષા કરવામાં આ વખતે મારી પાસે સાધન છે. અને જો ગયો અવસર ભૂલીશ તો પસ્તાવો થશે. અરે ! આત્મહત્યા કરવી એ શાસ્ત્ર નિશેધ છે. વળી તેમ કરવામાં હું આ વખતે વધારે દોષિત થાઉં તેમ છે. કારણ મારા શરીરમાં ગર્ભ છે. જ્યારે શરીર પંચત્વને પામે ત્યારે અંદરના ગર્ભની પણ તેવીજ દશા થાય એટલે હું બાળહત્યારી ઠરૂં. માટે આત્મહત્યા તો નજ કરવી. તો શો ઉપાય કરવો ? આંહીથી કોઈ પ્રકારે છુપી રીતે નીકળી જવાય તેમ તો નથી જ. ત્યારે શું કરવું ? હે ઇશ્વર ! મારી બુદ્ધિ કાંઇ ચાલતી નથી. સતી સીતા દ્રૌપદી વગેરે સતીઓની તેં સહાય કરી હતી. પરંતુ મને ખાત્રી છે કે હું તારી ન્યાય દૃષ્ટિએ દોષિત ઠરી છું તેથી આ વખતે મને તું

મદદ કરીશ નહિ? હે પ્રભુ! મારા પૂર્વનાં કોઇ અનર્થે અજ્ઞાવસ્થામાં મેં દુષ્ટ સંકલ્પ ધાર્યો હતો અને એ દુષ્ટ સંકલ્પ અમલમાં ન આવવા દેતાં તેમાંથી મને બચાવી; જો કે મેં તારા ગુન્હા કરવામાં બાકી રાખ્યું નથી. નિરપરાધીને અપરાધી ઠરાવી મહારાજા સમક્ષ દેહાંત દંડ માટે પ્રપંચ રચી શિક્ષા કરાવવાને તત્પર થઇ હતી. તે મહા પાપમાંથી ઉગારવા સારૂ તેં વિવેક શિરોમણિ-સદ્દગુણાલંકૃત-શુરવીર પ્રેમસાગરના હૃદયમાં પ્રવેશ કરી તેને ત્યાંથી રાત્રીએ ચાલ્યા જવાની પ્રેરણા કરાવી. નહિ તો હું મહાપાતકી ઠરત. જેવી રીતે એ સઘળામાંથી મને બચાવી છે તેવી જ રીતે આ મહા સંકટમાંથી બચાવજે. હે પરમ કૃપાળુ પરમાત્મને! મારા દુષ્ટ કર્તવ્ય તરફ જોઇ મારાપર રોષ લાવીશ નહિ. તું અધમોદ્ધારણ કારૂણ્ય મૂર્તિ છે. તો આ અધમાધમને છોડાવજે. કદી મારા લીધે નહિ તો આ ગર્ભની દયાની ખાતર જ મારૂં શીયળ ભંગ ન થતાં મને મુક્ત કરજે. નહિ તો આખરે બેહત્યા તને લાગશે" આવી રીતે છબીલસુંદરી પોતાના શરીરનો પોતાના હાથથી જ ધ્વંશ કરવો કે ન કરવો આવા એ કે ચોકસ ઠરાવ પર આવી નથી અને ઇશ્વરારાધનામાં મશહુર છે, તેવામાં પોતાના દ્વારની સાંકળ ખડખડાવી કોઇના બોલવાનો સાદ કર્ણને અથડાયો

"બાઇ! બાઇ! કમાડની સાંકળ ઉઘાડો. અમો આપની દાસીઓ છીએ. અમારા માલિકે આપની હજુરમાં રહેવા અમોને ફરમાન કર્યું છે. માટે અમોને કાંઇક સેવા કરવાનો હુકમ કરો. અમો તૈયાર રસોઇ લાવ્યાં છીએ તે જમી સાવધ થાઓ." સેનાપતિએ મોકલેલ દુર્મતિ તથા સુમતિએ આવી છબીલ સુંદરીને કહ્યું.

"બાઈઓ! તમે જે રસોઇ લાવ્યા છો તે લઇ જાઓ. અગર ગાય કુતરાને ખવરાવી દો. અગર તમો ખાઇ જાઓ. જેવી તમારી મરજી, મારે ખાવું નથી. તમને મારી પાસે તમારા માલીકે મોકલેલ છે તો જ્યારે કામ હશે ત્યારે બોલાવીશ આ પાસેના ઓરડામાં રહેવું હોય તો રહો." છબીલ સુંદરીએ કમાડ ન ખોલતાં જવાબ દીધો. "બાઇ સાહેબ! તમો અમારાથી કોઈ રીતે મુઝાશો નહિં. અમો આપને અનુકુળ થશું તમારી મરજી મુજબ જ વર્તશું અને તમને સલાહકાર થઇશું. અમો દુષ્ટ સ્વભાવનાં નથી. અમોને પુરી ખબર છે કે અમારા માલિક ઘણા કઠોર અને હલકા સ્વભાવના છે. તેમાંથી

તમારો છુટકારો કરાવીશું તમો અમારા ઉપર વિશ્વાસ રાખો. અને કમાડ ઉઘાડો. બાઇ ! વિચાર કરો કે અન્ન સમાન પ્રાણુ છે એક દિવસ-બે દિવસ-ત્રણુ દિવસ નહિ ખાઓ પણુ આખરે અનાજ પાણી વિના માણુસની જીંદગી લાંબી ટકતી નથી. માટે કમાડ ઉઘાડી નાહિ ધોઇને જે ભાવે તે જમી લો. " પેલી દુર્મતિએ કપટ હૃદયથી પણુ મધુ જિહ્વાએ ધિરજ આપી.

" આ બાઇઓ જણાય છે તો ઉંચા સ્વભાવવાળી છતાં ખરાબ નીવડશે તો પણુ મને શી [illegible]કત કરશે ? પેલા દુષ્ટ પાસેથી બચી તો આ તો અબળા છે. તે[illegible]ી મારૂં શું અહિત થઈ શકશે. તેના બોલવા ઉપરથી તો જણાય છે કે મને મદદગાર થઇ પડશે. અને સારો રસ્તો બતાવશે. વળી અનાજ લીધા વિના પ્રાણુનું રક્ષણુ થઇ શકશે નહિ એ પણુ સત્ય છે. કદી બે ચાર દિવસ હું તો ચલાવી લઉં પરંતુ તેને લીધે બાળકને પોષણુ નહિ મળવાથી હરકત આવશે. માટે કમાડ ઉઘાડી તેઓને અંદર બોલાવી માનથી અંદર દઉં. " છબીલ સુંદરીએ આવી રીતે અંતર્ગત વિચાર કરી કમાડની સાંકળ ઉઘાડી બંનેને અંદર આવવા આજ્ઞા કરી એટલે દાસીઓ ઓરડામાં પેઠી. એક જણીએ પાણી ભરી લાવી છબીલ સુંદરીને સ્નાન કરાવ્યું. અને બીજીએ પોતે લાવેલ પકવાનો એક કનકની સુંદર થાળીમાં અને કટોરામાં પીરસી. તેને જમવા માટે આગ્રહ કરવા લાગી. તેથી છબીલ સુંદરીએ જે ભાવ્યું તે જમી લીધું. રાત્રી થતાં પોતે પોતાના ઓરડામાં સુઇ ગઇ અને દાસીઓને પાસેના ઓરડામાં સુવા જવા માટે હુકમ કર્યો તેથી તેઓ બંને બાજુવાળા ઓરડામાં સુતાં.

સેનાપતિએ જે બે દાસીઓને છબીલસુંદરી પાસે મોકલી હતી જેમાંના સુમતિ નામની જે દાસી હતી તેનું દીલ ઘણું દયાળુ અને પોતાનું શીયળ રક્ષણુ કરવામાં શ્રદ્ધાળુ હતું તેથી તેના અંતઃકરણુમાં સાધ્વી સ્ત્રીઓ પ્રત્યે સ્વભાવિક જ પુજ્ય ભાવ રહેતો હતો તેથી તે છબીલસુંદરીની દયા ખાવા લાગી. તેણે જાણ્યું કે " દુષ્ટ દુર્મતિ જરૂર આ બાઇને ફસાવશે. મારો ધર્મ છે કે આ બંને દુષ્ટના પાપી પંજામાંથી તેને બનતા ઉપાયે છોડાવવી જોઈએ. શો ઉપાય કરવો ? કેવી રીતે કયે રસ્તેથી આ બાઇને નસાડવી ? વખતે સેનાપતિને ખબર પડે કે તેને નસાડવામાં મારો હાથ છે તો મારી અને મારા કુટુંબની કેવી માઠી દશા કરે ? જરૂર મારાં બાળકોને મારી નાંખે.

મારા પતિને પાયમાલ કરે અને મારી તો વાત જ શું કરવી ત્યારે શું નાહિમ્મત થઇ તે બીચારી અનાશ્રિતને મદદ ન કરવી ? એ કેમ બને ? ગમે તેમ થાય પણ તેને છોડાવવી એ ચોકસ છે. આવું કામ કરવામાં જો ઉલટું પડશે તો પણ હરકત નથી મારાપર આફત આવશે તેને હું ભોગવી લઇશ. પણ આ બાઇનો છુટકારો કરાવીશ. જો મને એકલીને આંહી રાખી હોત તો ઘણી સગવડતા રહેત પણ દુષ્ટ દુર્મતિનું નડતર પુરેપુરૂં છે. ના. પણ એ ઠીક જ થયું છે. એને પણ સુતી વેચી જ્યારે મારૂં કામ સાધી લઉં ત્યારે જ મારી ચતુરાઈ ગણાય. ” આવી રીતે સુમતિ અનેક વિચારમાં ગુંથાઇ ગઈ. વિચારને લીધે તેને ઉંઘ પણ આવી નહિ. પેલી દુર્મતિ તો પથારીમાં પડી કે તરત જ નસકોરાં બોલાવવા મંડી ગઇ. બાજુના ઓરડામાં છબીલ સુંદરીને સુમતિની માફક વિચારે ઘેરી લીધી હતી તેથી તેને પણ ઉંઘ આવતો નહોતી. પોતાના શીયળ રક્ષણના તથા છુટકારાના વિચાર તેના મગજમાં ઉપરાચાપરી અનેક રીતે આવતા જતા હતા. એવામાં પોતાના ઓરડાના દ્વારની બહારની સાંકળ આસ્તે આસ્તે કોઇક ખખડાવતું હોય અને પોતાને પોકારતું હોય એવા ભણકારા વાગ્યા. એટલે દ્વાર નજીક જઇ કાન ધરી એક ચિત્તે તપાસ કરવા લાગી તો ધીમે સાદે પોતાને કોઇ પોકારતું હોય એમ જણાયું. તેથી તેણે કમાડ ઉઘાડયું તો સુમતિને દેખી તેને પુછવા લાગી. મારા ઓરડામાં અત્યારે અરધી રાત્રિએ આવવાનું શુ પ્રયોજન હતું ? સુમતિએ પોતાની આંગળી નાક ઉપર ધરી સુચના કરી કે હમણા બોલતાં બંધ રહો નહિ તો રાંડ જાગી જશે. એટલે છબીલસુંદરી બોલતી બંધ થઈ ગઇ અને તેને પોતાના ઓરડામાં લઇ સાંકળથી બારણું બંધ કરી લીધું. છબીલ સુંદરી પોતાની પથારીમાં બેઠી અને સુમતિ તેની સામે પણ એકદમ નજીક બેઠી.

“ બાઇ ! તમે શી રીતે તમારૂં શીયળ સાચવવાનો વિચાર રાખ્યો છે ? પેલી દુષ્ટ દુર્મતિ તમને જરૂર ફોસલાવશે. અમારા માલિકે તેને મોટું ઇનામ આપવાની લાલચ બતાવી છે. તેથી ગમે તે ઉપાયે એ દુષ્ટ પોતાનું દુષ્ટ કર્ત્તવ્ય બજાવવા ચુકશે નહિ. આવી રીતે તેણે રૈયતની ઘણી વહુ દીકરીઓની લાજ સેનાપતિ પાસે લુંટાવી છે અને તમારા ઉપરતો એ એટલા બધા આશક બની ગયા છે કે તમને રાણી તરીકે રાખવા ઇચ્છે છે. તે હવે તમારી શી મરજી છે ?” સુમતિએ પ્રથમ વાત ઉચારી.

" સુમતિ ! કદી બ્રહ્માંડ તુટી પડે, સમુદ્ર મર્યાદા મૂકે, રવિ પશ્ચિમ ઉદય પામે અને મેરૂ ડોલાયમાન થાય પણ હું મારા શીયળ વ્રતથી પ્રાણાન્તે પણ ચુકીશ નહિ. આ નાશવંત દેહની મને લવલેશ દરકાર નથી. તું મને અત્યારે દેખે છે તે દેખવા પામત નહિ. પણ તેમ કરતાં બે દોષ શીરપર ચોંટતા હતા બીજો એક બાળ હત્યા થતી હતી એટલે હું ડરી છું. છતાં આખરેલા ઇલાજે આત્મ હત્યા કરીને પણ હું મારા શીયળનું રક્ષણ કરીશ." છબીલસુંદરીએ પોતાની મનોર્મિ દર્શાવી.

બાઈ ! તમારા આવા પ્રશંશનિય વિચારને હું મળતી આવું છું અને તમારા જેવી સતી સ્ત્રીઓનું શિયળ ભંગ થતાં અટકાવવું એ મારી ઈશ્વિરી ફરજ સમજાંછું. વળી તમોતો સગર્ભા છો એટલે તમારા છુટકારામાં કદી મારૂં મૃત્યુ થઈ જાય અને હું પાયમાલ થઇ જાઉં તો પણ દરકાર નથી. હું ચોકસ રીતે આપને છોડાવીશ હવે આપણે બંનેએ વિચાર કરવાનો છે કે શી યુક્તિ કરવી ? વિચાર કરવાને આ રાત્રિ અને આવતી એક રાત્રિજ છે દિવસે તો તમારે મારી સાથે અને મારે તમારી સાથે આવા પ્રકારે વાતચીત ન થતાં જુદાજ પ્રકારે વર્તન થશે દિવસેતો દુર્મતિની સાથે મારે હાજીહા કરવી પડશે. અત્યારે હું એકલી અનેક પ્રકારે વિચાર કરતી હતી પણ એકે સુગમ રસ્તો ન મળવાથી તમારી પાસે આવીછું." સુમતિએ છબીલસુંદરીમાં નવુજીવન આવે એવી ધિરજ આવી.

હું ધારતી હતી કે ઇશ્વર દયાળુ નથી. પણ મને ખાત્રી થઇ કે એ સચરાચર વ્યાપી રહી પરમ દયાથી પોતાનાં બાળકોનું રક્ષણ કરે છે. હે દેવ ! હું તને વારંવાર નમસ્કાર કરૂં છું તેં આંહી પણ મારી ખબર લીધી. અને આ દાસીને સારી બુદ્ધિ આપી મારા છુટકારામાં સહાનુભુત કીધી. બેન ! તું હવે દાસી નથી પણ મારી માની હવે દાસી નથી પણ મારી માની જણી બેન સમાનછું. તું મને આવા કટાકટીના પ્રસંગે જે ધિરજવાળાં શબ્દો બોલી મને ચૈતન વાળી કરે છે તેને માટે જ્યારે મારો પ્રસંગ આવશે ત્યારે હું તને ભુલીશ નહિ. એ નક્કી માનજે. હું એક મહાન રાજાની રાણીછું. અહીંના રાજા પણ મારા પતિના ખંડીઆ રાજા છે. મારા પિતા પણ મોટા રાજ્યના માલિક છે. બેન ! તેં ઘણી નિર્દોશ અબળાઓને આ દુષ્ટના પાસથી છોડાવી હશે તેથી મારા કરતાં તને વધારે સારો રસ્તો સુઝી આવશે. મને તો એકે ઉપાય મળતો નથી. હવે તો જેવી રીતે

તું કહે તેવી રીતે હું વર્તવાને તૈયાર છું. પણ મને કોઈ ઉપાયે આં-
હીથી છોડાવ." છબીલ સુંદરીએ મદદ માગી.

"બાઈ! તમે મને બેન તરીકે માનો છો એ તમારી યોગ્યતા છે બાકી મારી ઇશ્વરી ફરજને લીધે હું તમને છોડાવવા મહેનત કરીશ તેમાં તમારે મારા કહ્યા મુજબ કરવું પડશે. એટલે તમો આ ચોકી પહેરાની બહાર નીકળી જશો" સુમતિએ પુરતી આશા આપી.

"બેન! તું મને આંહીથી છોડાવીશ એટલે પછી ફિકર નથી. બીજા સઘળા રસ્તા મને સુગમ છે. પછી મને કોઇ જગ્યા દુર્ગમ નથી." છબીલ સુંદરી.

"બાઈ! મારા ધારવા મુજબતો કાલ સવારથીજ તમારે દુર્મતિને અનુકુળ થઈ જવું. સેનાપતિને નિન્દો છો એને બદલે કાલથી તેના તરફ કૃત્રિમ પ્રેમભાવ બતાવતા હો એમ થવું જોઇએ. આવા વખતે આપણે સ્ત્રી ચરિત્ર કર્યા સિવાય ચાલશે નહિ. તેમાં ઇશ્વર તરફથી દોષિત થવાનો ભય નથી. દુર્મતિ આવતી કાલે વાત ઉપરથી વાત કાઢી પાપીના ગુણના વખાણ તમારે મોઢે કરશે. હું પણ તેમાં અનુકુળ થઇ જવાની એટલે તમારે પણ એવો ડોળ બતાવવો કે આ-નંદથી તેના ગુણની પ્રસંશા સાંભળતાં હો એમ દુર્મતિને જણાય. વિ-શેષમાં એમ પણ કહેવું કે મેં સેનાપતિ પ્રત્યે જે ગેરવર્તણુંક ચલા-વી છે તેને માટે મને માફી અપાવ, અને કાલે રાત્રીયે સેનાપતિ આંહી પધારે એવી પેરવી કર. જ્યારે તમો આટલે દરજ્જે તેને અનુ-કુળ થશો એટલે તરત પોતાના માલિકને સર્વે હકીકત નિવેદન કરશે એટલે સેનાપતિપણ પરમદિવશે તમારી પાસે આવશે તે વખતે તમારૂં ચરિત્ર પુરેપુરૂં અજમાવવું એ વિષયાંધ તમારામાં બરાબરા લુબ્ધ થાય એટલે રાત્રીએ તમારી પાસે આવે એમ નિમંત્રણ કરજો. જ્યારે બ-પોરે આવે ત્યારે તેને પાન વગેરે આપી આનંદમાં રાખી માગણી કર-જો કે આવતી કાલે સવારમાંજ હું આપના ખાસ મહેલમાં આવીશ માટે મારા માટે અમુક ભાગ તૈયાર કરાવી તેને શણુગારવો જેથી પહેલા દિવસનો ઉત્સાહ ઘણો માંગલિક નીવડે. આને માટે આપેજ તસ્તી લેવી પડશે. એમ કહી તેને ભારમાં નાંખવાથી તે તમારો ગુ-લામ થઈ જશે અને જેમ આવ્યો તેવોજ પાછો જઇ પોતાનો મ-હેલ શણુગારવામાં રોકાશે જ્યારે રાત્રિએ આવશે ત્યારે.........બાઈ!

દુષ્ટા ઉઠી જણાય છે. હા. આ પગનો અવાજ સંભળાય. તમે જલદી કમાડ ઉઘાડો એટલે તે પેશાબ કરીને પાછી ફરે તે પહેલાં મારી પથારીમાં હું સુઇ જાઉં. હવેનો વિચાર પ્રસંગે કરીશું અત્યારે વખત નથી." સુમતિએ થોડી ગભરાયેલ હોય એવા અવાજે છબીલ સુંદરીને કહ્યું એટલે તેણે આસ્તેથી સાંકળ ખોલી દ્વાર ઉઘાડયું. સુમતિ ધીમે પગલે પોતાના ઓરડામાં જઈ પથારીમાં પડી નસકોરાંનો અવાજ કરવા લાગી.

---

## અષ્ટાદશ પરિચ્છેદ.

### છુટકારો.



જે દીવસે સવારમાં બંને દાસીઓ છબીલ સુંદરી પાસે આવી. 'બાઇ શ્રી દાતણ પાણી તૈયાર છે માટે શૌચ ક્રિયા કરી સ્નાન કરીલો' સુમતિએ કહ્યું. છબીલસું-દરીએ શૌચ સ્નાન કરી ઇશ્વર સ્મરણમાં રોકાઇ. તે દરમીયાન દુર્મતિએ રસોઇ તૈયાર કરી લીધી. છબી-લસુંદરીએ ભગવત્ અર્પણ કરી પ્રાસન્ન કર્યું અવશેષ બંને દાસીએ.એ ખાધું પછી છબીલસુંદરી પાસે વાતો કરવા સારૂ બંને દાસીઓ બેઠી.

બાઇ ! તમે ક્યાં રહો છો ? આહા ! અમારા માલિકનો તમારા પર શો પ્યાર છે? રાત્રિએ સ્વપ્નામાં પણ આપનેજ દેખે છે. તેમનો વિચારતો એટલે દરજ્જે છે કે તમોને મુખ્ય પત્નિ તરીકે રાખવાં શા તમારાં ભાગ્ય ઉઘડ્યાં છે ? બાઇ ! જો જો હો. આત્રા વખતે આ બંને દાસીઓને ભુલી જતાં નહિ." દુર્મતિએ પોતાનું વ્યાખ્યાન ચલાવ્યું

દુર્મતિના બોલ છબીલ સુંદરીને વજ્ર સમાન અસહ્ય થઇ પડતાં હતાં અને તેને બોલતી બંધ થવા ક્રોધથી કહેવા જતી હતી પણ રાત્રિએ સુમતિએ કહેલ હકીકત યાદ આવી તેથી ક્રોધ સમાવી શાન્ત થઇ. આખરે સુમતિના વિચાર મુજબ દુર્મતિને અનુકૂળ થવા સારૂ તેના પ્રત્યે બોલી.

" દુર્મતિ ! તું કહે છે તે ઠીક છે અત્યારે તેમનો પ્યાર મારા

પ્રત્યે છે પરંતુ જ્યારે મારા કરતાં વધારે રૂપાળી કોઈ સ્ત્રી મળશે ત્યારે તેનાપર પ્યાર રાખશે પુરૂષોને આપણુ સ્ત્રીઓની પેઠે એકીન હોવું નથી. જુઓને મારામાં કઈ જાતની ખોટ છે? છતાં મારા પતિનો પ્યાર મને જોઇએ તેટલો મળતો નથી. હું તો તેમના પ્રત્યે જેવોને તેવોજ પ્યાર ધરાવુંછું અને એ પ્યારની લાગણીએજ તારા સરદારને મેં ન બોલવાનાં વચનો ગઈકાલે કહ્યાં છે. એટલે ટુંકામાં કહેવાનું એટલુંજ કે પુરૂષનો પ્યાર સ્ત્રી ઉપર ક્યાં સુધી કે જ્યાં સુધી તે સ્ત્રી કરતાં અધીક સૌન્દર્ય વતો બીજી સ્ત્રી ન મળી હોય ત્યાં સુધીજ" છબીલસુંદરી અનુકુળ થવા લાગી.

"ના બાઈ એમ તો નજ સમજવું કે સઘળા પુરૂષ એવા છે અમારા સરદારનું આકીનતો તમે જોશો ત્યારે ખબર પડશે. તેણે જો વચન આપ્યું કે મારી જીંદગી પર્યંત તને ખરા પ્યારથી રાખીશ તો પછી પ્રાણાન્તે પણ ફરે નહિ એ ચોકસ માનવું કેમ સુમતિ બોલતી નથી? આપણા સરદારનું વચન કેવું? વચન આપ્યું તો ફરે ખરાકે? ના બાઇ કદી ફરે નહિ. એ વાતની હું સાક્ષી આપું" સુમતિએ પૂર્તિ કરી.

"હંહં પીગળી તો ખરી. મોટી સતીનું નામ ધરાવતી હોય તેને પણ પીગળાવી નાંખું તો આના તે શાભાર છે? મારૂં નામ દુર્મતિ શાનું ગણાય? પેલા જતીજી પાસે મેં જંત્ર કરાવ્યો છે? તે સાચો તો ખરો ગમે તેવા આબરૂદારની સ્ત્રી પણ મારા કહ્યા મુજબ કરે છે. અરે! ખુદ રાજાની કુંવરી દીવાનના દીકરાની વહુ અને નગરશેઠની દીકરીને પીગળાવી દઇ સેનાપતિને તાબે કરી દીધી તો પછી આને ભોળવવામાં શી હરકત આવનાર હતી? સેનાપતિ બોલતા હતા કે તેં ઘણી સ્ત્રીઓને ફોસલાવી મારે સ્વાધિન કરી દીધી છે પણ જ્યારે આ સ્ત્રીને મનાવી લાવ ત્યારે તું સાચી અને એને માટે તો દસ હજાર સોના મહોર આપવાને કબુલ થયા છે. તો બીજી સ્ત્રીઓનું વ્રત ભંગ કરવામાં અનેક પ્રકારનાં તર્કટ કરવાં પડ્યાં હતાં અને આને ભોળવવી એતો સહેલ જણાય છે. ઇશ્વરની પણ મારા ઉપર મહેરબાનીજ છે. અરે। ઇશ્વર શું કરે? પેલા જતીનીજ મહેરબાની સમજોને કે તેના જંત્ર પ્રતાપે દરેક સ્ત્રી મારા આધિન થઈ જાય છે." "દુર્મતિ પોતાના મન સાથે બડાઈ કરે છે.

"સરદાર બોલ્યાતે કદી ફરેજ નહિ જોને પેલા યવન રાજાપર રાજાએ ચડાઈ કરી હતી ત્યારે આપણા રાજાનું સૈન્ય જોઈ તે ડરી ગયો ક્ષત્રિય હતો એટલે લડાઇમાંતો ઉતર્યો પણ સેનાપતિનું પરાક્રમ જોઈ જીત થવાની આશા તેણે છોડી દીધી આખરે તેણે આપણા સરદારને ૨૦ લાખ સોના મહોર દેવાને કબુલ કર્યું અને તેના બદલામાં સેનાપતિએ ખરા દીલથી ન લડતાં પોતાના રાજાનીજ હાર કરાવવી આવું વચન માગ્યું તે વચન તેણે આખર સુધી પાળ્યું અંતે સામા રાજાની જીત કરાવી અને પોતે ૨૦ લાખ સોના મહોર લઈ રાજા સમેત પાછા ફર્યા. હવે વખતો વખત આપણા મહારાજા સેનાપતિને પેલા યવન રાજા ઉપર ચડાઇ કરવાનું કહે છે. પણ જેમ તેમ સમજાવી ચડાઈ કરવા જતા નથી આવા એક વચની છે." દુર્મતિએ સુમતિને સંબોધી સેનાપતિનાં વખાણ કર્યાં.

"તમને બંનેને તમારા સરદારનો વિશ્વાસ છે પરંતુ મને વિશ્વાસ આવતો નથી કે એક વચની રહે. સુમતિ! જો સેનાપતિ મને લખી આપે કે તમારા સિવાય બીજી સ્ત્રીઓ મારે માતા ભગીનિ સમાનછે તો હું ખુશીથી તેમની સાથે બંધાઉં" છબીલ સુંદરીએ કૃત્રિમ મનો ભાવ જણાવ્યો.

"બાઇ! આ કામ હું કરી દઉં પછી શું? સુમતીથી આવું મોટું કામ થઇ શકશે નહિ." દુર્મતિએ જાણ્યું મહેનત મારી છે અને સુમતિ સરદાર પાસે જઈ શાબાશી લઈ દશ હજાર સોના મહોરમાં ભાગ પડાવશે માટે મારેજ સરદાર પાસે જઈ વધામણી ખાવી આવા વિચારથી દુર્મતિ કહેવા લાગી. બાઈ! મને રજા હોય તો જરા ઘેર જઇ આવું. વહુ જરા કજીયાળી છે કાલે તેના પીયર ચાલી ગઈ હતી તેથી આજે આવી છે કે નહિ. છોકરાંએ ખાધું કે કેમ? એ તપાસ કરી આવું. દુર્મતિએ છબીલસુંદરી પાસે રજા માગી.

"ભલે જવું હોય તો જઇને જલદી આવતી રહેજે" છબીલસુંદરીએ રજા આપી.

"બેન સુમતિ! તું બાઇ પાસે બેસજે અને વાતચીત કરી આનંદમાં રાખજે." દુર્મતિએ જતાં જતાં સુમતિને કહ્યું.

દુર્મતિને પોતાના ઘેર તો જવાની જરૂર નહેતીજ તેતો સીધી

સેનાપતિના ભુવન તરફ ચાલી. દુરથી સેનાપતિ ને દેખ્યોકેવધામણી છે. એમ પોકાર કરવા લાગી.

"શાની વધામણી છે તેતો કહે" સેનાપતિએ પુછ્યું.

" મને જે મહાભારત કામ સોંપ્યું હતું તે ફતેહ કરીને આવી છું. આપને તેણે જે કટ્ટાં વચનો કહ્યાં હતાં તેને માટે માફી માગે છે અને આપના ઉપર એટલે દરજ્જે મોહિત કરી દીધી છે કે હવે બીજા પુરૂષ ભાઈ બાપ કરીને બેઠી છે. મહેનતતો એટલી પડી છે કે કાંઇ વાતજ નહિ. પણ આખરે ફળી ભૂત થઇ છું પેલી સુમતિને તો આપે ફોકટની મારી સાથે મોકલી વખતે ઉલટું વેતરી એસે કેવી રીતે વાત કરી, કેવી રીતે આપનાં વખાણ તેની પાસે કરવાં શૃંગારીક વાતો કરવી, તેનો શો ભાવ છે તે જાણવું વગેરે કાંઇ ગતાગતની ખબરજ નથી. મેં તો તેને બોલવાનીજ ના પાડી દીધી હતી. હંહં ! હવે આપને શાન્તિ થઈ? આપ કહેતા હતા કે તેને મનાવી લાવેતોજ સાચી. તો કાલ સવારેજ તમને આનંદથી બોલાવે છે કે નહિ તે જો જો." દુર્મતિ પોતાની સ્તુતિ કરે છે.

"અરે શાબાશરે દુર્મતિ. તેંતો આજ મોટું કામ કર્યું લે આ હાર ભેટ કરૂંછું તે તારી ઠરાવેલી રકમ ઉપરાંતનો છે." સેનાપતિ આનંદમાં આવી ગયો.

"ખુદાવિંદ! એક અરજ છે. તે એ કે આપે એક કાગળમાં સ્વ અક્ષરે લખી આપવું પડશે કે તારા સિવાય બીજી સ્ત્રી મારે મા બેન સમાન છે બસ આટલા શબ્દ લખી આપો એટલે એ તમારી થઈજ ચુકી. જ્યારે તેણે પણ અવર પુરૂષ ભ્રાતા પિતા તુલ્ય માન્યાં છે તો આપે પણ તેના સિવાય અવર સ્ત્રીને માતા બેન સમાન માનવી જોઇએ." દુર્મતિએ માગણી કરી.

"ગાંડી ! મારૂં અંતઃકરણજ કબુલ કરે છે કે રાત્રિદિવસ તેની ખુશામતમાં હું હાજર રહીશ. અને મારી જીંદગી પર્યંત તેનેજ મારી સ્ત્રી તરીકે માનીશ. એમ મારી વતી જઇને કહે. છતાં ન માનેતો લે લખી આપુંછું પછી શું ? લઇ જા તારી બાઇના હાથમાં આપી સુખ શાન્તિ પુછ જે અને ગુસ્સામાં મેં તેના સામી તલવાર ઉગામી હતી તેને માટે મારીવતી માફી માગ જે." સેનાપતિએ ચીઠી લખી આપી દુર્મતિને રવાના કરી.

"બેન! ઠીક પાપ ગયું છે આપણને વાત કરવાનો પ્રસંગ મળ્યો." છબીલસુંદરીએ સુમતિ પ્રત્યે કહ્યું.

"આટલો વખત મળ્યો એ પણ ઇશ્વરની મહેરબાની સમજજો." સુમતિ.

"બેન જ્યારે પાપી આંહી આવશે ત્યારે તો જરૂર મારા શિયળનો ભંગ કરે ! છબીલ સુંદરીએ રાત્રિની વાત છેડી

" બાઇ સતી સ્ત્રીઓના સતિત્વ પ્રભાવે દુષ્ટ પુરૂષની હિમ્મત નષ્ટ થઈ જાય એકદમ તેનું શિયળ ભંગ કરી શકાતું નથી એ નક્કી માનજો જ્યારે તમારી પાસે એ દુષ્ટ આવે ત્યારે મહેલ શણગારવાને બહાને પાછો કરવો. અને રાત્રિએ આવશે ત્યારે આનંદથી માન પાન દઈ પલંગપર બેસાડી મધ પાવું તેની અંદર એક નિસાવાળી ચીજ તમને હું આજે આપીશ તે નાંખી દેવી એટલે સવાર થતાં સુધી જેમનો તેમ ઉંઘ્યા કરશે જ્યારે એ પાપી તમારા હોલમાં આવે એટલે અમો બન્નેને પોતપોતાને ઘેર ચાલ્યા જવાની રજા આપી દેવી. તેથા અમો બંને ચાલ્યા જઇશું દશવાગ્યાને સુમારે હું એકલી પાછી આ-વીશ અને સાથે એક જોડી કપડાની લાવીશ તે તમારે પહેરી લઇ આંહીથી નીકળી જવું ગામથી પૂર્વ દિશાના દરવાજાથી બહાર નીકળી સામે એક મંદિર આવશે તેમાં પ્રવેશ કરવો. આ મંદિરની પછવાડે જમીનમાં ખાડો કરીને હું તમારા માટે અમુક સામગ્રી અગાઉથીજ રખાવી દઇશ. તેનો ઉપયોગ કરી નિર્ભય જગ્યાએ વીચરજો. બસ ઉત્તમ ઉપાય છે. હિમ્મત બરાબર રાખજો " ધાર્મિક અને દયાળુ સુમતિએ છબીલસુંદરીને છુટકારાનો ઉપાય બતાવ્યો.

"મારી વ્હાલી બેન ! મારી પરમ સ્નેહિ સખી ! મારા શીયળનું રક્ષણ કરનાર વિધાત્રી ! હું તને વારંવાર પ્રણામ કરૂંછું. તેં મને છુ-ટકારાનો ઘણોજ સારો રસ્તો બતાવ્યો તારી જીંદગીની દરકાર રાખ્યા સિવાય સુરક્ષિત પણે નીકળી જવાનો જે સુગમ રસ્તો કરી આપ્યો છે તેને માટે હું તો શું પણ પરમ કૃપાળુ પરમાત્મા તને બદલો આપો." છબીલસુંદરીએ ઉપકાર માન્યો.

"બાઇશ્રી મારી ફરજ છે કે સાધ્વી સ્ત્રીને મદદ કરવી સ્ત્રી સ્ત્રીને આવા વખતે મદદ ન કરે તો બીજું કોણ મદદ કરે ? આપ મારો ઉપ-કાર માની મને વિશેષ માનથી બોલાવો છો તો એવા માનને હું લાયકી

લાક યોગ્ય નથી. હું તો આપના પગની રજછું." સુમતિએ નિસ્પૃહતા બતાવી.

"બેન ધન્ય છે તારી માતાને અને ધન્ય છે તારી કુલીનતાને તારા જેવા ગુણુ વાળી સ્ત્રીઓ હિન્દમાં ઉત્પન્ન થાય તો આ ભારતનો ઉત્કૃષ્ટ કેટલે દરજ્જે થાય? બેન! તારા ગુણુ પ્રભાવે હું તારાપર કેટલી મમતા રાખુંછું તે મારૂં અંતઃકરણુ અને પ્રભુજ જાણે છે. વખત આવે હું તને બતાવી આપીશ. બોલવા કરતાં કરી બતાવવું વધારે ઉત્તમ ગણાય" છબીલસુંદરીએ સુમતિને ભવિષ્યની સારી આશા બતાવી "ઓહો! દુર્મતિ તું તો જલદી આવી પહોંચી?" છબીલસુંદરીએ દુર્મતિને સવાલ કર્યો "હા બાઇ! ઘેર તો વહુ આવી હતી અને સર્વે જમ્યાં હતાં એટલે નિરાંત વળી ત્યાંથી વિચાર થયો કે લેને મારા માલીક પાસે થતી આવું. એટલે તેમની પાસે ગઇ અને તેમની પાસેથી આપે કહ્યું હતું તે મુજબ લખાવી લાવીછું જુઓ આ રહ્યો કાગળ રાખો તમારી પાસે." દુર્મતિએ પેલો કાગળ છબીલસુંદરીના હાથમાં આપ્યો.

. છબીલસુંદરીએ કાગળ લઇ ચોળીના ખીસામાં મુકતાં મુકતાં બોલી દુર્મતિ! તેં મારી વતી સેનાપતિને ઘણું કહ્યું હશે ત્યારેજ આ ચીઠી લખી આપી જણાય છે કેમ ખરૂં કે નહિ? તમે બંને મારા ભલા માટે ઘણી મહેનત લો છો તેથી તમારો ઉપકાર માનું છું.

બંનેનો ઉપકાર માનવાનું છબીલસુંદરી બોલી એટલે દુર્મતિએ સુમતિ તરફ દ્વેષી કટાક્ષ નાંખ્યો અને પછી બોલી બાઈ! આ ચીઠી લખાવવામાં મને જેજે કરવું પડયું છે તે મારૂં મન જાણે છે જો સુમતિ ગઇ હોત તો જરૂર ઉંધુ વેતરાત હું તો તમારૂં કામ કરવાને એક પગે ખડીછું પણ આપ મુખ્યપદે આવ્યાપછી મને ભુલી જતાં નહિ હો. તે વખતે દુર્મતિ રાંડ ક્યાં પડી છે. એમ ન થવું જોઇએ એમ વચન આપો.

"અરે દુર્મતિ! તને તે હું કદી ભૂલું ખરી? જા હું વચન આપું છું કે જ્યારે મારી સ્થિતિ મને અનુકુળ થશે ત્યારે તારે યોગ્ય મોટી જગા આપી મારી પાસેજ રાખીશ. લે બસ હવે કાંઇ છે?" છબીલસુંદરીએ આશા આપી.

"સુમતિ! દુર્મતિએ મારૂં એક કામ બરાબર પાર ઉતારી આપ્યું છે. હવે તને એક કામ સોંપું છું તે એકે સેનાપતિને આવતી કાલે

સવારમાંજ આંહી બોલાવી લાવજે. અત્યારથીજ તને કહી આપુંછું" છબીલ સુંદરીએ આજ્ઞા કરી.

બીજે દીવસે સેનાપતિ છબીલસુંદરી પાસે જવાને તૈયાર થઇ રહ્યો હતો અને ક્યારે તેડું આવે તેની રાહ જોતો એક આરામ ચેન ઉપર મૂછો આમળતો આનંદની લ્હેરમાં બેઠો હતો. તેવામાં સુમતિએ આવી આમંત્રણ કર્યું. એટલે ઘણા હર્ષ સહિત સુમતિને એક સૂવર્ણ હાર બક્ષિસ કરી પોતાના ખાનગી મહેલે જવા નીકળ્યો.

"પધારીએ હજુર! સુમતિને ગઇ કાલેજ વરધી આપી હતી કે નામદારશ્રીને આવતી કાલે સવારમાંજ બોલાવી લાવજે છતાં આટલી બધી કેમવાર લાગી? સવારનીજ આપના આવાગમનનો રસ્તો નિહાળતી બેઠી છું. આજે આ અબળાને કૃતાર્થ કરી. આવીજ રીતે રોજ દર્શન આપી સાચા પ્રેમથી રાખશો એવી અરજ છે. પધારો પલંગપર. હું મારા હાથનીજ પાનની બીડી તૈયાર કરી આપું." સેનાપતિને આવતો જોઇ સામે લેવાને દ્વાર સુધી જઇ તેને પલંગપર બેસવાની સૂચના કરી છબીલસુંદરી પાન બનાવવા લાગી.

"પ્રીયે! તારો પ્રેમ મારા તરફ આટલે દરજ્જે છે એમ પ્રથમ મેં જાણ્યું હોતતો મેં તમારા પ્રત્યે જે ગેરવર્તણુંક ચલાવી હતી તે ચલાવત નહિ. પણ જે થઇ ગયું તેને માટે મને માફી આપી મારા પ્રત્યે પ્રેમમાં ન્યુનતા લાવવી નહિ." સેનાપતિ.

'પ્રીયે' શબ્દનો ઉદ્દગાર સેનાપતિના મોંએ નીકળતાંજ છબીલસુંદરીનો ક્રોધાગ્નિ પ્રદિપ્ત થયો પણ સુમતિનારચેલા વ્યુહમાં હું નિષ્ફળ જઇશ એ વિચાર સ્ફુરતાં શાન્તિ રૂપી વારિ સિંચનવડે ક્રોધરૂપ અગ્નિ બુઝાવી દીધો.

"મેં પણ આપનું અપમાન કરવામાં ક્યાં ખામી રાખી હતી? તેને માટે આપે મને માફી આપવી જોઇએ. ભૂતકાળમાં થઇ ગયેલી હકીકતને બંને જણાએ હૃદયમાંથી તીરસ્કારી, ભવિષ્યના આનંદ માટે પ્રયત્ન કરવો એ આપણ બંનેનું કામ છે. હવે બોલો આપ મને એક રાખ તરીકે રાખશો, કે પુરાપ્યારથી મને એકનેજ ચાહી મારૂં જીવન સાફલ્ય કરવા વિચાર રાખશો? જો કે દુર્મતિ દ્વારા આપનાં સ્વહસ્ત લખીત પત્રિકા મળતાં તે વાંચી મને ખાત્રી તો થઇ છે. પણ સ્ત્રી જાતના ક્ષુદ્ર અંતઃકરણની અધિરાઇના નિયમે આપના સ્વમુખથી

આપની હૃદય કલ્પના જાણવા ઉત્સુક છું" છબીલસુંદરીએ સ્ત્રી ચરિત્રથી સેનાપતિનું હૃદય આકર્ષવા માંડ્યું.

"પ્રીયે ! હું મને ભાગ્યશાળી સમજું છું કે તારા જેવી ગુણીયલ અને શૂરવીર ક્ષત્રિયાણીનો પતિ થયો મારી જીંદગી સુધી હું તને ખરા પ્યારથી રાખી તારો દાસ થઇને રહીશ. બોલ હવે તો તારી ખાત્રી થઇને ?" સેનાપતિએ પોતાનો પ્રેમી ઉમળકો જણાવ્યો.

વાતચીતમાં સેનાપતિ છબીલસુંદરીને પ્રીયાના ઉપનામે બોલાવતો ત્યારે છબીલસુંદરીનો ચહેરો ઉગ્ર થઈ આવી મોં ઉપર લોહી ચડી જઇ લાલ થઇ જતું, પણ ગમે તે રીતે પાપીને ઠગવાના ઇરાદે ક્રોધ મુખ દ્વારા બહાર કાઢતી નહિ.

"આપ મને આ એકાન્ત વાસમાં ક્યાં સુધી રાખવા ઇચ્છો છો ! છબીલસુંદરીએ પુછ્યું.

"તમારો વિચાર મુખ્ય મહેલમાં અત્યારેજ આવવાનો હોય તો ખુશીથી ચાલો. મારો મહેલ તમારા વડે જેમ જલદી શોભા ધરે એમ જોવાને ઘણો ઉત્સુક છું" સેનાપતિએ જવાબ આપ્યો.

"ના આજે તો નહિ. કાલે સવારમાં શુભ મૂહુર્ત છે તેથી દિવસ નીકળ્યા પહેલાં લાભ ચોઘડીએ આપણ બંને સાથેજ રંગભૂવનમાં પ્રવેશ કરીશું અને આજની રાત્રિ આંહીજ ગુજારી લેશું. વિશેષમાં અરજ કરવાની કે આપ મને ત્યાં લઇ જશો પરંતુ આપની ધર્મ પત્નિ મારા આવવાથી ખેદ પામશે. માટે તેમનાથી નીરાળો ભાગજ મારા માટે હમેશને લીએ રાખવો પડશે. તે પોતે જે આવાસમાં છે તેની સામેનો ભાગ હાલમાં અવ્યવસ્થીત પડયો છે તે દુરસ્ત કરાવી લેશો તો મને સુગમ રહેશે આમ દુર્મતિ પણ કહેતી હતી. માટે આજને આજ તેને સફેદો લગાવી રંગ દેવરાવી અંદરમાં હાંડી ઝુમર વગેરે ફરનીચર ગોઠવાવી તૈયાર કરાવવો જોઇએ અને તેને માટે ખુદ આપનેજ તસ્દી લેવી પડશે એમ મારી ધારણા છે. કારણ વખત ઘણો થોડો બાકી રહ્યો છે. હું આવતી કાલે તો જરૂર ત્યાં આવીશજ હવે મને આંહી ચેન પડતું નથી માટે અત્યારે આપ પધારો અને રાત્રીએ આઠ વાગ્યા ના અમલે જરૂર આંહી આવાગમન કરવું. જો જો મોડા ન આવતા નહિ તો આ જીવને કેટલો ઉપદ્રવ થશે એ આ મનજ જાણે છે. પ્રથમ હું આપના આટલે દરજ્જે ગુણની જાણીતી નહોતી. આપ આટલા

વિનોદી અને પ્રેમી હશો એ આ અબળાને પરિચય વિના શી ખબર પડે ? જો માલુમ હોતતો શરૂઆતમાં આપણ બંનેને જે ઉદ્વેગ થયો તે થવા પામત નહિ પરંતુ આપ સુજ્ઞ છો તેથી મારો દોષ દીલમાં લાવશો નહિ. એવી અરજ છે. અમો સ્ત્રી જાત પુરૂષના દોષમાંતો હર વખત આવીએ પણ આપ જેવા દયાળુએ ક્ષમાશીળ બની આ અબ ળાને ક્ષમા બક્ષવી મેં હજી સ્નાન કર્યું નથી તેથી સ્નાન કરી ઇશ્વર પ્રાર્થના કરૂં માટે હુકમ આપો. આપને અત્યારે આંહી બોલાવી તસ્તી આપવાનું કારણ ઉપરની અરજ કરવી હતી. માટે માફ કરશો. ” છબીલસુંદરીએ સ્ત્રી ચરિત્ર કરવા માંડયાં.

“પ્રીયે ! તમે સ્વતંત્ર છો તમને આજ્ઞા શું ? તમારી મરજી પ્રમાણે વર્તવાને મુખત્યાર છો. હું પણ તમારા કહેવા મુજબ જાઉંછું તમારા માટે જગ્યા ખાલી કરવામાં ઘણો સામાન ફેરવવો પડશે અને તેને શણગારવામાં મારે પોતાને પાસે રહીને કામ લેવું પડશે. માટે હું જાઉંછું અને તમો પણ સ્નાન કરવા ઉઠો ” સેનાપતિએ કહ્યું.

પાપીના આનંદની સીમા નહોતી, તેણે પોતાનો મહેલ હજારો રૂપિયાના ખર્ચે શણગાર્યો તેને આજે આવી રીતે કરતો જોઇ તેની ધર્મ પત્નિ આવી તેને પુછવા લાગી.

“પ્રાણનાથ ! આજે કયો તહેવાર છે કે આપે આ રંગ મહેલને શણગાર્યો ?

“ઘણા દિવસનો અવાવરૂ છે તેથી સાફ કરવો જોઇએ એમ ધારી ખર્ચ કર્યું છે બાકી તહેવાર શું હોય ? ” સેનાપતિએ ઉડાઉ જવાબ દીધો.

“નાથ આપનો ચ્હેરો કહી આપે છે કે આપ મોટા આનંદમાં છો બે ચાર રોજ થયાં મારી પાસે પધાર્યા પણ નથી. અને મેં સાં- ભળ્યું છે કે આપ આજ સવારે ખાનગી મહેલમાં ગયા હતા તો ત્યાં શું છે ? વળી કોઇ બીચારી અબળાને ફસાવી છે કે શું ? ” સેનાપતિની પત્નિએ પોતાના સ્વામીને કહ્યું. પોતાના ધણીની ચાલ ચલગત વિષે તેને પુરી માહિતી હોવાથીજ પ્રશ્ન કર્યો.

“જારે જા ? તને હજી શંકા મટી નહિ ? શું હું એવો હલકો માણસછું ? હમણા તમારી પાસે નથી અવાતું તેનું કારણ રાજદ્વારી કામમાં રાત્રીએ પણ મહારાજા પાસે જવું પડે છે તેજ છે વળી તને આવું

ભૂત કોણે ભરાવ્યું ? જા તારૂં કામ કર. અમો પુરૂષ ગમે તેમ કરતા હોઇએ તેમાં સ્ત્રીઓને પુછવાની શી જરૂર હોય ?" સેનાપતિએ પોતાની પત્નિને તીરસ્કારી જવાનું કહ્યું એટલે તે ચાલી ગઇ; અને પોતે પોતાના કામમાં ધ્યાન આપવા લાગ્યો.

સાંજના આઠનો અમલ થયો એટલે સેનાપતિ છબીલસુંદરી પાસે જઇ પહોંચ્યો.

"પધારો સરદાર સાહેબ ! આજતો ઘણી તસ્તી પડી હશે ? માફ કરજો" છબીલસુંદરીએ હસતા ચ્હેરે તેના સામી લેવા જતાં નેત્ર કટાક્ષ સર કહ્યું.

"પ્રીયે ! તેમાં તસ્તી શાની ? આપણા બંનેના આનંદ માટે જે કાંઈ કરવું પડે તેમાં તકલીફ શાની ? તમે પણ આ ઓરડાને સુશોભિત બનાવવામાં કયાં કચાશ રાખી છે ? તમારા જેવી કોમળાંગીને મારા માટે તસ્તી લેવી પડે તેને માટે મારેજ તમારી પાસે માફી માગવી ઉચ્ચિત છે". સેનાપતિ

"ઠીક છોડો વાત. બંનેએ પોતાની ફરજ બજાવી છે તેમાં કોઇને માફી માગવાની જરૂર નથી કારણ આનંદના હિસ્સેદાર બંને છે લો આ પાન જમો. સુમતિ-દુર્મતિ ! તમો બંને જણીઓ તમારા મકાન પર જાઓ સવારમાં ચાર વાગે આંહી હાજર થજો ધ્યાન રાખજો કે મોડું ન થાય" છબીલસુંદરીએ દાસીઓને રજા આપી.

"રાજેશ્રી ! પ્રેમી જોડાના રતિવિલાસના પ્રારંભમાં રંગભોગનું પહેલું પગથીયું દૈવે નિર્માણ કરેલ મદ્ય મહારા હાથથીજ પીઓ." છબીલસુંદરીએ એક ઉમદા પાત્રમાં મદિરા ભરી દુષ્ટને માલુમ ન પડે તેમ પેલી સુમતિએ આપેલ ઘેનની દવા નાંખી પોતાના હાથેજ તેને પાવા સારૂ આવી.

"પ્રીયે ! આવા પ્રસંગે મદિરા પાનથી ઉપજતો આનંદ ઓરજ છે. મને સારી રીતે અનુભવ છે. લાવો હું મારા હાથથીજ પી જઇશ તમે શા માટે તસ્તી લો છો.? સેનાપતિએ કહ્યું.

"તેમાં તસ્તી શાની ? હવે તો આપની સેવા મારે કરવીજ જોઇએ. ખવરાવવા પીવરાવવાનું સર્વેકામ હવેથી આ રંક અબળાને કરવાની ! તેને માટે આપે જરાપણ આનાકાની કરવી નહિ. શ્રી

એ પુરૂષની સેવક અને પુરૂષ સ્ત્રીના સેવ્ય સ્વાભાવિકજ છે. સ્ત્રી પુરૂષ માટે ફિકર ન કરે તો રાક્ષસીજ સમજવી! લો પીઓ." છબીલસુંદરી મદિરા પીવરાવે છે.

"આહા! ઉમદા મધ છે? આવું ઉંચું મધ કયાંથી મંગાવ્યું અરે! ઘણું તેજ દ-દ-દા-ર-ર છે. શ-શું-મ-મ-જે-દ--દા-ર છે? ન-ત-ત-મ-મે-પ-પ-પ-લં-ગ-ગ-પ-ર-ર-અ-અ-આ-વ-વ-વો" સેનાપતિને કેફ એકદમ ચડીગયો અને બે ભાન થઈ પલંગ પર આડો પડી ગયો. એટલે છબીલસુંદરીમાં નવું જીવન આવ્યું અને મકાનના દ્વાર ખોલ્યા તો સુમતિ એક હાથમાં કપડાનું પોટકું લઇ ઉભેલી દીઠી તેને જોઇ પ્રેમાશ્રુ સાથે ઉપરાચાપરી આશિર્વાદ દેવા લાગી

"બાઇ! અત્યારે ઢીલ કરવાનો અને આશિર્વાદ દેવાનો વખત નથી. આ હું લાવીછું તે મારાં કપડાં તમે પહેરી લો અને તમારા કપડાં જલાવી દો કપડાં પહેરી આંહીથી જલદી નીકળી જઈ મેં કહ્યું છે તે મંદિરમાં જઈ પહોંચો ત્યાં તમને યોગ્ય સાધન મળી આવશે." સુમતિએ ઉતાવળ કરવાની સૂચના કરી.

છબીલસુંદરીએ સુમતિનાં કપડાં પહેરી લીધાં અને પોતાનું મોઢું બીજા ન દેખી જાય તેવી રીતે સાડીનો છેડો પોતાના મોં પર નાખી દીધો. પછી બીન ડરથી મધ્યમ પગલે ચાલવા લાગી ઓરડામાંથી ચોકમાં ચોકમાંથી કંપાઉન્ડના દરવાજામાંથી નીકળી પૂર્વ દિશા તરફ ચાલવા માંડયું. સુમતિ અરધોકલાક સેનાપતિના મકાનમાં થોભ્યા બાદ પોતાના ઘરે ચાલી જઇ આનંદથી સુઇ ગઇ. પોતે ધારેલ મુરાદ હાંસલ થવાથી ઇશ્વરનો આભાર માનવા લાગી.

છબીલ સુંદરી દરવાજાની બહાર નીકળી સીધી સડકે ચાલવા મંડી તો અરધા માઇલને અંતરે એક દેવળની ધજા ચંદ્રના શીતળ અને મંદમંદ પવનની લ્હેરી સાથે ફરકતી જણાઇ. દેવળની પછવાડે આવી જમીનમાં ખાડો ખોદવા લાગી એક ફુટને આશરે માટી નીકાલી તો અંદરથી સામગ્રી નીકળવા લાગી. પોતાની હાલની સ્થિતિને અનુકુળ વસ્તુઓ નીકળતાં સુમતિની બુદ્ધિના તેની ભલમનસાઇ સાથે ઉમદા ચરિત્રના વખાણ કરવા લાગી.

છબીલસુંદએ પોતાની સર્વે સામગ્રી લઈ ત્યાંથી નજીકમાં વહેતાં એક ઝરણુના ત્રટે આવી-

ઝરણુના નિર્મલ નીરમાં રાત્રિના અગીયાર વાગે સ્નાન કર્યું;; ઝોળીમાંના દાબડાને ખોલી ભસ્મ કાઢી આખા શરીરે તેનો લેપ કર્યો શિરના વાળને છુટા કરી તેમાં પણ ભસ્મ ચોળી જટા માફક કેશ બાંધી લીધા, કટી ભાગને એક પાતળા કપડા વતી બાંધી કોપીન વાળી; ડોકથી તે પગની પાની સુધી લાંબી ભગવી કંથા અંગે ધારણ કરી લીધી. એક ખભાપર ઝોળી લટકાવી દીધી; એક હાથમાં દંડ અને એક હાથમાં કમંડળ રાખી પાછી મંદિર તરફ આવી આ વખતનો તેનો ચ્હેરો પ્રતાપસિંગ ઠાકોર અથવા તેની રાણી અથવા ખુદ જ્ઞાનસિંહ રાજા જુએ, અને તેઓના સમાગમમાં છબીલસુંદરી આ ડ્રેસથી વરસોના વરસ રહે તો પણ કોઈ જાણી શકે નહિ કે એ છબીલસુંદરી અગર કોઈ સ્ત્રી છે. તેની આકૃતિ ખરેખર કોઇ નવા સંસ્કારી બાળ યોગી સમાન ભવ્ય અને તેજસ્વી જણાતી હતી, સુમતિએ ઝોળીની અંદર ગોપીચંદન, કંકુ, સુખડ, ઓરસીઓ એક શ્રીમદ્ ભાગવતગીતાનું પુસ્તક અને સુંદર રૂપાની જળાધારી સહિત મહાદેવનું લીંગ રાખી દીધાં હતાં. છબીલસુંદરીએ અત્યારે સર્વનો ઉપયોગી કરી નવીન જન્મ ધારણ કરી લીધો હતો. વિચિત્ર મનોવેધક-મનાકર્ષક-મોહક વેશે છબીલસુંદરીએ મંદિરના દ્વાર સમીપ થોડાં કાષ્ટ વીણીલાવી ધુણી જગાવી આખી રાત્રિ ઇશ્વરોપાસનામાં અને ભાગવત્ ગીતાના અધ્યયનમાં ગુજારી સવાર થતાં શૌચ સ્નાન ધ્યાનમાંથી પરવારી કોઈ પણ દીશાએ પ્રયાણ કરવું અને કોઇ તીર્થ ક્ષેત્ર આવે ત્યાં અવશેષ જીંદગી ગુજારવાના ઇરાદે ચાલવાનું શરૂ કર્યું.

વાંચક ! તારી દ્રષ્ટિ ચૌદમા પ્રકરણ તરફ પાછી વાળ. યુવાન યોગી તેજ છબીલસુંદરી; તેજ આપણા નૉવેલના નાયક પ્રેમસાગર ઉર્ફે..............ની અપર માતા, એજ જ્ઞાનસિંહની ધર્મ પત્ની અને એજ પોતાના માતા પિતાથી તીરસ્કાર પામેલ દુષ્ટ સ્વભાવની પણ હવે નિર્મલ ચરિત્રવાળી સદાચારવાળી ધર્મ શ્રદ્ધાવાળી પ્રથમ કરેલા દુષ્કૃત્યોના પાશ્ચાતાપ અગ્નિએ દગ્ધ થતી છબીલસુંદરી હતી તેનું ગુપ્ત રહસ્ય પેલા ધ્યાનિષ્ટ મહાત્માએ કહી દીધાથી તેના પ્રત્યે શિષ્યાભાવે રહેવાની ઇચ્છાથી તેઓશ્રીની પર્ણકુટીમાંજ નીવાસ કરીને ભગવત્ સ્મરણમાં દિવસો વ્યતિત કરવા લાગી.

---

# એકોન વિંશ પરિચ્છેદ.

## स्त्रि विख्यातोऽधमाधम.



"અરે! હું ઘણે દુર નીકળી આવ્યો હોઉં એમ જણાય છે. મારી પ્રીયા ક્યાં ? સાથેના સ્વારો હજી સુધી મારી નજીક કેમ ન આવી પહોંચ્યા? શું પોતાની રાજબાળા સાથેજ હશે ? હા એમજ હોવું જોઇએ. તેણે પણ પોતાનો શિકાર મારી શિબિર તરફ પ્રયાણ કર્યું હશે. જમવાનો વખત પણ ચાલ્યો ગયો. ચાલ જલદી જઇ પહોંચું" પોતાની પત્નિ સહ શિકારે નીકળેલ પ્રેમસાગર પોતાના શિકાર પાછળ ઘણે દુર નીકળી જઈ શિકારને પકડી, માર્યા પછી વિચાર કરે છે.

અશ્વને ખુબ જોરથી દોડાવી પ્રેમસાગર એકલાને મુકામ તરફ આવતો જોઇ સેનાના મુખ્ય માણસ તેને પુછવા લાગ્યા "કુંવર સાહેબ ! અમારાં બા સાહેબ ક્યાં ? '

' શું તે હજી સુધી આંહી નથી આવ્યાં ?" આશ્ચર્યથી પ્રેમસાગરે સવાલ કર્યો

"ના આપ અને તેઓ તથા દસ સ્વારો શિકારે નીકળ્યા પછી પ્રથમ આપેજ આંહી આવી દર્શન દીધાં છે. કોઇ સ્વાર પણ પાછો વળ્યો નથી અને અમારાં બા સાહેબ પણ આવ્યાં નથી શું આપની સાથે નહોતાં ?" મુખ્ય સરદાર પુછવા લાગ્યો.

"ખરેખર ! અશુભ ચિન્હ જણાય છે અત્યારે મારૂં વામ શરીર અને નેત્ર ફરકે છે. રખેને કોઇ જંગલી જાનવરની ભક્ષ થઈ પડી હોય ! અરે ! સ્વારો તો આ આવ્યા સરદારસિંહ ! તમારાં બાઇ ક્યાં?" પ્રેમસાગરે અધિરાઇથી પેલા દસ સ્વારના નાયકને પુછ્યું.

"નામદાર ! અમોએ અત્યાર સુધી આપનો અને તેઓશ્રીનો તપાસ કર્યો પણ બેમાંથી એકેનો ભેટો થયો નહિ એટલે વિચાર

થયો કે જવાવાનો ટાઇમ થઇ ગયો છે તેથી જરૂર મુકામસર આવી પહોંચ્યાં હશે માટે આપણે પણ મુકામ તરફ જવું આમ વિચારી વનમાંથી આવતા રહ્યા છીએ તો શું અમારાં બા સાહેબ આપની સાથે નહોતાં ?" સરદારસિંહ.

નાયકને મોઢેથી વાત સાંભળી લીધાની સાથેજ પ્રેમસાગર પોતાના ઘોડા ઉપર જડ માફક સ્થિર થઇ ગયો. " **कान्ता वियोग विनाग्नि नैतेच दहन्ति कायम्** આ પ્રમાણે પ્રેમસાગરના હૃદયમાં દાઝ લાગ્યો હોય તેમ તેનું શરીર શ્યામ પડી ગયું તેણે સૈનિકોને હુકમ કર્યો કે આ વનની ચો તરફ વનના વૃક્ષે વૃક્ષ, ગુફાઓ પહાડો, નદી નાળાં અને ઝરણોમાં વીશ વીશ કોશ સુધી તપાસ કરો અને પોતાએ પણ ભુખ તરશ કે પરિશ્રમને નહિ ગણુકારતાં જેમનો તેમ પોતાના અશ્વને જંગલ તરફ દોડાવ્યો

પ્રેમસાગરના હુકમ મુજબ અંતઃકરણ પુર્વક સઘળી સેનાએ મદનમંજરીનો તપાસ તે દિવસ અને રાત્રિ તથા બીજા દિવસની સાંજ સુધી કર્યો પણ કોઇ સ્થળેથી તેની જીવતાં અગર મૂવાની નિશાની માત્ર માલુમ પડી નહિ એટલે થાકેલા અશ્વ-સ્વારો સાંજરે મુકામ તરફ વીલે મોઢે વળવા લાગ્યા. પ્રેમસાગર પણ નિરાશ થઈ પોતાના તંબુએ આવ્યો મદનમંજરી વિનાના શુન્ય લાગતા તંબુમાં પ્રવેશ કરતાની સાથેજ મદનમંજરી પ્રત્યેની પ્રેમ લાગણીથા બંને આંખમાંથી પ્રેમાશ્રુનું વહન થવા લાગ્યું. હવે મારે શી રીતે શોધ કરવો કોણ લઇ ગયું હશે ? પુરૂષના ડ્રેસમાં હતી છતાં કોણ ઓળખી શકે તેમ હતું કે આ સ્ત્રી છે ? જરૂર કોઈ જંગલી પશુએ વધ કર્યો જણાય છે. અરે ! જો તેમ હોય તો તેનો અશ્વ તેનાં ઓજારો કયાં જાય ? નક્કી કોઈ હરણ કરી ગયું જણાય છે. હવે હું રત્નાકર પુર કયા મોઢે જાઉં ? જ્યારે મહારાજા અને રાણી મને મારી પ્યારીના ખબર અંતર પુછે ત્યારે શો જવાબ દઈ શકું ? હું કેટલે દરજ્જે હત ભાગી છું કે મારા પ્યારા અશ્વનું રક્ષણ નકરી શકયો અને મારી પ્રાણ પ્યારીનું પણ તેમજ થયું. અરે ! મારી જીંદગી શું દુઃખમયજ કલ્પાએલી હશે ? ઇશ્વર મને અનુકુળ થશેજ નહિ ? હું પોતે દુઃખી થાઉંછું પણ મારા લીધે સંબંધમાં આવનાર મનુષ્યોને શા માટે દુઃખી કરતો હશે ? આવી રીતે શોક સાગરમાં પડી વિચાર કરેછે.

"નામદારશ્રી ! ઘણો તપાસ કર્યા છતાં અમારાં આ સાહેબનો પત્તો કોઈ સ્થળેથી લાગ્યો નહિ. હવે આપણે જલદી રત્નાકરપુર તરફ જવું જોઇએ ત્યાં જઇ જે જે તજવીજ કરવી ઘટશે તે મહારાજાની આજ્ઞાનુસાર તજવીજ કરીશું માટે મારો વિચાર છે કે આવતી કાલે સવારમાંજ શહેર તરફ કુચ કરવી" સેનાપતિએ પ્રેમસાગરને વિનંતિ રૂપે કહ્યું.

"સેનાપતિજી ! મારો વિચાર પણ તેવોજ છે માટે સઘળી સૈન્યને લઈ આપ ઉતાવળી કુચે મહારાજા પાસે જઈ મારી વતી આંહી બનેલી હકીકત વિદિત કરો; અને હું ક્ષત્રિય છતાં મારી અર્ધાંગનાનું રક્ષણ ન કરી શક્યો તેને માટે મને સહસ્રધા ધિઃક્કાર છે." પ્રેમસાગર.

"નામદાર ! આપ શું બોલોછો ? શું મહારાજા પાસે આપ નહિ આવો ?" સેનાપતિએ પુછ્યું.

"ના હું કોઇ રીતે મહારાજા સન્મુખ ઉભો રહેવાને લાયક રહ્યો નથી. મહારાજાનો વિચાર હતો કે મને ગાદી સોંપી પોતાને વાન પ્રસ્થાશ્રમી થવું તો હું તેને માટે હજી લાયક થયો નથી જ્યારે લાયક થઇશ ત્યારે મહારાજા પાસે આવીશ હાલતો મેં મુકરર ઠરાવ કર્યો છે કે મારી જીંદગી પર્યંત મારી ધર્મ પત્નિનો શોધ કરવો. હું આસ્તિકછું તેથી મને પરમાત્માનો પુર્ણ ભરોસો છે કે જરૂર મારી ધર્મ પત્નિ મને કોઈ વખતે પણ મેળવી આપશે. મેં તેનો એટલો મહાન્ ગુન્હો આ જીંદગીમાં કર્યો નથી કે જેને લીધે આ વિયોગાગ્નિએ હમેશને માટે બળતો રાખશે. માટે તમો સર્વે જાઓ હું મારી ઇચ્છાનુસાર કોઇ સ્થળે વિચરીશ. મહારાજાને મારી વતી કહેજો કે જો મારી ધર્મપત્નિનો પત્તો લાગશે તો કોઈ વખતે હું આપની પાસે આવીશ નહિતો મારા પિતાના મહાન્ રાજ્યનો જેવી રીતે હમેશને માટે ત્યાગ કરી નીકળ્યોછું તેવીજ રીતે આપની હદનો પણ આજથી ત્યાગ કરી કોઈ અગમ્ય સ્થળે મારી જીંદગી ગુજારીશ. બસ મારો આ વિચાર કોઇ કાળે ફરશે નહિ. માટે તમારે હવે કાંઇ દલીલ કરવી નહિ. વખત ઘણો ગયો છે. તમે પણ થાકીને વનમાંથી ચાલ્યા આવ્યા છો માટે તમારા તંબુએ જઈ આરામ લો સવારે મેં તમોને આજ્ઞા

આપી તે મુજબ રવાનગી લેજો." પ્રેમસાગરે સેનાપતિને પોતાની મનોર્મિ જણાવી રજા આપી

રાત્રિના બે વાગ્યાને સુમારે પ્રેમસાગરે પોતાના અશ્વ ઉપર જીન નાંખી ઓઝાર લઇ તંબુને અને સૈન્યને માનસિક નમસ્કાર કરી રવાનગી લીધી રસ્તામાં ચાલતાં વિચાર કરે છે મેં મારી આટલી જીંદગીમાં અલ્પ સુખ પછવાડે દાવાનળ દુઃખનોજ અનુભવ લીધો અને હજી વિધિમાં શું સરજાએલ હશે ? પણ એતો જરૂર કે

"दुःखिते मनसिर्भक्ति दुःखिते सत्समागमः ।
दुःखितेऽनुभवः सर्वस्तस्मात्तत्सुखत्तोधिकम् ॥

દુઃખથી મણુસનું મન ભક્તિમાન થાય છે અને તેને સત્સંગ કરવાનું સુઝે છે, દુઃખથી તમામ અનુભવ થાય છે. માટે દુઃખ એ સુખથી અધિક સારૂં છે" પરંતુ દુઃખ અને સુખનો દસકોદસકો વાસ રહેછે એમ લૌકિક વાણિ બોલાય છે આ વાણિનો અનુભવ મને ન થયો ફક્ત થોડા માસ કે વરસ સુખ મળ્યું તો પછવાડે અનગળ દુઃખ લાગી રહ્યું જ છે. હે પ્રભુ ! તું કયા કારણને લઇ મારા પ્રત્યે આટલો બધો પ્રતિકુળ થાય છે ? હું તારાથી ઘણો ડરીને ચાલું છું તારી અપ્રીતિ ન થાય તેને માટે ઘણી કાળજી રાખુછું તો પણ તું તો પ્રતિકુળજ રહે છે એ તારી મહત્તા ગણાય ? અરે ! હું નાસ્તિક કેમ બનું છું ? મારા અંતઃકરણમાં પરમ દયાળુ કૃપાળુ પરમાત્મા પ્રત્યે મલિન વિચાર કેમ ઉદ્‌ભવે છે ? આપણા દુઃખની જ બલિહારી હશે ! એ જગત્ નિયંતા ! તેં તો ઉત્તમજ કર્યું છે મારા સુખના સાધનોનો માર્ગ તું બતાવી આપે છે પણ આ મલિન હૃદયમાં એ માર્ગની પ્રતિક્ષા થતી નથી તેટલા માટે તને દોષિત ઠરાવે છે તો માફ કરજે હું ક્ષત્રિય છતાં વિના પરાક્રમે મેળવેલા રાજ્યનો માલિક થતો હતો; આથી મારી સબળ વિદ્યાને બટ્ટો બેસત સમજો કે પિતાનું રાજ્ય હોય અને તે વડે વૈભવ ભોગવે તો કાંઇક ઠીક ગણાય પરંતુ સ્ત્રી એટલે શ્વશૂર પક્ષથી ઓળખાઇ આનંદ માનતો હતો તે શું મારી અધમતા નહિ ?

"उत्तमः स्वगुणख्याताः पितृख्यातश्च मध्यमः ।
अधमोमातृ विख्यातः स्त्रिविख्यातोऽधमाधमः ॥

એટલે હું મહાત્મા પુરૂષે નિન્દેલ શ્વશૂર પક્ષને લીધે થતી ઉ-ન્નતિમાં આનંદમાંની અધમોધમ થતો હતો તેમાંથી બચવાની ખાતરજ મારી ધર્મપત્નિનો વિયોગ કરાવેલ હોય એમ જણાય છે. ઠીક જેવી તારી મરજી તેને અનુકુળ દરેકને થવુંજ જોઇએ પરંતુ હે નાથ! મારી ધર્મ પત્નિનો ભેટો મને જલદી કરાવજે. નહિતો આ મન કોઇ રીતે એકાગ્ર ચિત્તથી તારી ભક્તિમાં પરોવાશે નહિ. આહ્નિક કર્મમાં પણ તારી પ્રતિમાને બદલે મારી પત્નિની મોહક મૂર્તિ હૃદયમાં ખડી થશે. પ્રેમસાગર આવી રીતે વિચાર કરતો અશ્વપર બેસી રસ્તો કાપવા લાગ્યો.

## વિંશ પરિચ્છેદ.



### વીરપત્નિ પ્રભાવ.



"દૃઢસિંહ! લાવેલા શિકારમાંથી મને પણ ભાગ આપવો ઘટે છે. તું તો એકલોજ તે શિકારનો આનંદ લેવા ચાહે છે. તો અમોએ પણ મહેનત કરી છે. વળી તેં જ્યારે વચન આપ્યું હતું ત્યારેજ હું તારી સાથે ચાલ્યો હતો. તે વચનને પણ ભૂલી ગયો ને?" મનહરપુરીના રાજાના વજીરના પુત્રે સેનાપતિના પુત્રને કહ્યું.

"નટવરસિંહ! તું તો મૂર્ખ જણાય છે. તેં શી બહાદુરી બતાવી હતી તેતો કહે? ભાલાનો મારતો મેં આપ્યો હતો અને મરત તો મારી જીંદગી જાત આવી રીતે ઘણી મુશ્કેલીએ આવેલ ચીજનો ઉપયોગ તને કરવા દઉં ખરો કે? તું નગર શેઠની દીકરી સાથે આનંદ લે છે તેમાં મને ભાગ આપે છે ખરો?" દૃઢસિંહે જવાબ દીધો.

વાંચક! મદનમંજરીનું હરણ કરી લઇ જનાર આ દૃઢસિંહ જ હતો. તેની સાથે વજીરનો છોકરો સામેલ હતો તેથી મંદનમંજરી પ્રત્યે પોતે તીવ્ર દુષ્ટ લાગણી ધરાવતો હોઈ દૃઢસિંહને શિકાર ક-

રવાના નિમિત્તે અત્યારે એક જંગલમાં લાવ્યો છે અને મદનમંજરીની માગણી પોતે કરે છે ખુશીથી હા કહે તો ઠીક નહિતો તેને મારી નાંખીને પણ મદનમંજરીને પોતાના મહેલમાં લઇ જવી આવા વિચારમાં છે.

દ્રઢસિંહના માતા પિતા ઘણાં લાયક અને પ્રજાની પ્રીતિ પાત્ર હતાં પરંતુ દ્રઢસિંહની ચાલચલગત દુરાચરણી હતી આ બાબતની ખબર દ્રઢસિંહની માતા મારફતે સેનાપતિને થઈ હતી અને એટલા સારૂ દ્રઢસિંહને પોતાની સાથેજ ફેરવતો હતો. જ્યારે પ્રેમસાગરની મુલાકાત લેવા ગયેલ ત્યારે આ દુષ્ટ પોતાના પિતાની સાથેજ હતો. તેણે મદનમંજરીનો મોહક ચ્હેરો દેખ્યો ત્યારથીજ તેના હરણ કરવાનો સંકલ્પ કરી રાખ્યો હતો પ્રેમસાગર સાથે સલાહ સંપ કર્યા પછી સેનાપતિ મનહરપુરીમાં આવ્યો. ત્યાં બેચાર દિવસ રહ્યા બાદ રાજાએ કોઈ કારણને લીધે બહારગામ જવાનો તેને હુકમ કર્યો આ વખતે દ્રઢસિંહે પોતાની તબીયત નાદુરસ્તનું બહાનું બતાવી તેની સાથે ગયો નહિ.

પોતાના પિતાની રવાનગી પછી પોતે શિકાર કરવા જવાનું પોતાની માતાને કહી દશબાર સ્વારો અને મિત્ર નટવરસિંહ સાથે પ્રેમસાગરના મુકામ તરફ કુચકરી ઇશ્વર ઇચ્છાએ વગર મહેનતે મદનમંજરીનું હાથમાં આવવું થયું. મદનમંજરીના ભાલાના ઘાથી તેની છાતમાં દુઃસહ વેદના થતી હતી. પણ તેને ન ગણુકારી પાછો પોતાના નગરમાં પહોચી આવ્યો. મદનમંજરીને એક પોતાની રાખેલી વેશ્યાને ત્યાં રાખી પોતાના મકાને આવ્યો.

" અરે પુત્ર! તારી છાતીમાં આવડો મોટો ઘા શાથી થયો ? તું એક દિવસ શિકારે જવાનું કહિને ગયો હતો અને ચાર દિવસ કેમ લાગ્યા? પુત્ર! તારૂં તોફાન પુખ્ત ઉમર થયાં છતાં જેવુંને તેવુંજ રહ્યું. હવે હું શું કરીશ ? તારા પિતા પણ ઘરે નથી. આહા! રૂધિર કેટલું બધું નીકળે છે " દ્રઢસિંહની મા વાત્સલ્ય પ્રેમથી અશ્રુ પાડવા સાથે પુછવા લાગી.

"માતુશ્રી! એતો સુવરનો શિકાર કરતાં એક સ્વારનો ભાલો અચાનક ઉછળી મને લાગી ગયો છે. ઘા બહુ મોટો નથી ડાકટરને

બોલાવ્યો છે પાટો બાંધશે એટલે દુરસ્ત થઇ જશે. તમે આટલે દરજ્જે શોક શા માટે કરો છો ? ક્ષત્રિયો લડાઇમાં જાય ત્યાં ઘવાય છે મરાય છે તો પણ તેની માતા અને સ્ત્રીઓ તમારા જેટલો શોક કરતાં નથી ક્ષત્રિયોનું મરણ શિકારથી અગર લડાઇથી થાય તોજ ભાગ્યશાળી સમજવો. મને તો એવું કાંઇ છે નહિ. જુઓ ડાકટર આવ્યો. આપ આપના કામમાં પ્રવર્તો " દ્રઢસિંહે પોતાની માને સમજાવી દીધી

દ્રઢસિંહને પોતાના ઘાની વેદના કરતાં કામાગ્નિ વધારે દહતી હતી. તેનું સ્થુળ શરીર આંહી હતું પણ જીવ પેલી વેશ્યાને ત્યાં રાખેલી મદન મંજરીમાં હતો.

મદનમંજરી મૂર્ચ્છિત સ્થિતિમાં પેલી વેશ્યાના મકાનમાં પડયા બાદ સવારે ચાર વાગે જાગૃત થઇ જુએ છે તો પોતે એક અંધકારમય કોઇ મકાનના અમુક ભાગમાં છે એમ જણાયું પોતાની સામે કોઇ સ્ત્રીને ઉભેલી દીઠી. એટલે તેને પૂછ્યું બાઇ ! હું આ કોના મકાનમાંછું ? મને આંહી કોણ લાવ્યું ? કાલે તો જંગલમાં હતી અને આહીં કયાંથી ? મારા સ્વામિ કયાં ગયા ?

" બાઇ મનહરપુરના સેનાપતિના પુત્ર દ્રઢસિંહની હું સ્ત્રી છું અને તમે મારા મકાનમાં છો. હવે આપણ બંને એનો થઇશું કેટલાક કારણને લીધે દશ દિવસ સુધી તેઓશ્રી આંહી પધારી શકશે નહિ. પણ તમારી સર્વે માવજત હું બરાબર રાખીશ. મારી આઠ દસ દાસીઓ છે તે પણ તમારી આજ્ઞા ઉઠાવશે. આવતા સોમવારે સરદાર સાહેબ પધારશે ત્યારે રતિ સુખ માણજો." વેશ્યા એ જવાબ દીધો.

વેશ્યાનું બોલવું મદનમંજરીએ સાંભળ્યું એટલે સિંહણ માફક મોટી બુમે ક્રોધિષ્ટ ચ્હેરે બોલી ઉઠી. દુષ્ટ ! તું કોની સાથે રતિસુખ માણવાનું કહે છે? નરાધમ દ્રઢસિંહ તે કોણ ? મારી સમીપતો આવે કે તેના શા હાલ કરૂં છું? હું ક્ષત્રિયાણી છું તારા જેવી દુષ્ટ સ્ત્રીઓના ફસાવવાથી હું મારૂં શિયળ ભંગ કરનાર નથી. જા તારૂં કાળું કર મને તારૂં મોં બતાવીશ નહિ. અને તારા ધણી પાસે જઇ કહે કે જો તું તારી જીંદગીનું ભલું ઇચ્છતો હો તો મારી છેડ મુકી દઇ મારા પતિ પ્રેમસાગરને સ્વાધીન કર અથવા આ મહેલમાંથી રજા આપ એટલે હું મારૂં ભોગવી લઇશ. શું કરૂં મને બીજો ઘા કરવાનો

વખત મળ્યો નહિ, નહિતો ક્યારનો યમસદનમાં પહોંચાડી દીધો હોત ઠીક છે. હવે પણ જોઇ લઇશ.

"બાઈ! તમે વિચારીને બોલો હવે ગુસ્સો કરે કાંઇ વળવાનું નથી ગમે તેવા ઉપાય કરશો પણ આંહીથી છુટી શકવાનાં નથી એ નક્કી માનજો. હવે તો તેમને આધિન થવામાંજ તમારૂં શ્રેય સમાયેલું છે. જો તમે ખુશીથી તાબે નહિ થાઓ તો તે તમારા ઉપર બળાત્કાર કરશે એટલે તમે શું કરવાના હતા? ઉલટી અપ્રીતિ વહોરી લઇ દુખી થવાના માટે આનંદથી ઇશ્વરે આપેલ સુખને ભોગવો." વેશ્યા સમજાવવા લાગી.

"અરે કમજાત સ્ત્રી! તને કેટલી વાર કહું? તારૂં દુષ્ટ બોલવું બંધ રાખી મારા પાસેથી જા નહિ તો પ્રથમ તનેજ યમલોકમાં પહોંચતી કરીશ તારો સ્વામિ મારાપર બળાત્કાર કરશે તે હું જોઇ લઇશ તારે મારી ફિકર કરવાની કાંઇ જરૂર નથી. હવે એક શબ્દ પણ ઉચ્ચારીશ તો બતાવી આપીશ કે સતી સ્ત્રીને ભોળવવામાં કેવો માલ છે? તારા જેવી દુષ્ટ સ્ત્રીનો ભરથાર ક્યાંથી સદાચાર વાળો હોય? તું પણ કોઇ વેસ્યા ગર્ભમાં ઉદ્ભવેલી ગણિકાજ જણાય છે" મદનમંજરીએ ક્રોધીત લાલનેત્ર અને ઉગ્ર ચ્હેરે પેલીને ધમકી આપી. એટલે તે ત્યાંથી ચાલી ગઈ.

અરે! આ આફત મેં મારા હાથથીજ વહોરી લીધી છે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' આ લોકિક કહેવત યથાર્થ છે. હવે શું કરવું? કયા ઉપાયે આંહીથી છુટાય? પોતાની જીંદગીનો છેડો પોતાની મેળેજ આણવો એ શાસ્ત્ર નિષેધ છે, જ્યારે તે દુષ્ટ આંહી આવી બળાત્કાર કરશે ત્યારે હું અબળા શું કરી શકીશ? ઠીક બચાવ થાય ત્યાં સુધીતો કરવો પછી ઇશ્વર ઇચ્છાને આધિન થઇ, નિર્માણ કરેલ ભવિષ્ય મુજબ બુદ્ધિ અનુસાર વર્ત્તશે. એટલું તો ચોકસ કે પ્રાણાન્તે પણ શિયળ ભંગ થવા નહિ દઉં અરે પ્રભુ! મારા પ્રાણનાથની કેવી સ્થિતિ થઇ હશે? જ્યારે શોધ કરતાં છતાં હું નહીં મળું ત્યારે તેમનું અંતઃકરણ કેટલું દુઃખી થશે? પ્રીતમ! આપને મારો દોષ તો નહિ વસેને? આપને કોઈ સ્ત્રીના પતિ નહોતું થવું છતાં સ્ત્રી હત્યાના ડરથી મારા સાથે સંબંધ બાંધ્યો તો કેવો દુઃખી થયો આવો વિચારતો નહિ સ્ફુરેને?

હવે તેઓશ્રી મારા પિતા પાસે જરૂર નહિ જાય તેમ પોતાના પિતાના રાજ્યમાં ન જવાની તેમણે પ્રતિજ્ઞા લીધી છે. તેથી પ્રથમ જેવી રખડતી સ્થિતિમાં એક સાધારણ મુસાફર માફક અનેક દુઃખ ભોગવતા ફર્યા કરશે. આ બધું શા માટે ? ફક્ત મારી તુચ્છ બુદ્ધિ અનુસાર ચાલવાના પ્રતાપેજ. હે પ્રભુ ! મને તારા શરણે લઇ આ આફતમાંથી બચાવી લે. તેં ઘણી સતી સ્ત્રીઓની લાજ રાખી છે તેવીજ રીતે મારી લાજ રાખજે. આ વખતે મારી અલ્પ બુદ્ધિએ તારા તરફ દર્શાવેલ અવિનયને યાદ લાવી વજ્રમય અંતઃકરણ ન કરતાં દયાળુ થઇ તારી દીન પુત્રીનું શિયળ સાચવજે " આવી રીતે મદનમંજરી શોક ભારે અથાગ અશ્રુ વરસાવતી વગર અહારે સારો દિવસ ભૂતળપર પડી રહી.

મદનમંજરીએ વિલાપ સાથે દશ દિવસ કાઢયા. અગીયારમેં દિવસ સવારમાં મદનમંજરીના પરિરંભણની આશાએ હૃદયમાં પુલકિત થતો અને જાણે મોટો દિગ્વિજય કર્યો હોયની ! એવા આનંદની છટાએ કામાન્ધ દ્રઢસિંહ આવ્યો તેનો પદધ્વનિ મદનમંજરીની શ્રવણેન્દ્રિયને અથડાયો અને તે નર પીસાચને, જાણે કાળ કરતાં પણ અતિ ભયંકર; રાવણ કરતાં પણ વધારે ઘોર કૃતિ–કૃત્યવાળો; દૈત્ય કરતાં પણ અતિ કઠોર અંતઃકરણવાળો જોઇને બીચારી અનાથ અબળાના આખા શરીરે કંપવા પ્રગટયો તે મકાનના એક ખૂણામાં પોતાની સાડીના છેડાવડે મોઢાંને ઢાંકી કપડાં સંકોચી બેશી ગઈ.

" પ્રીયે ! હવે શો વિચાર છે ? તું હવે સર્વથા મારી જ થઇ છો. પ્રેમસાગર તો કોણ જાણે કયાં ભટકતો હશે. અથવા જંગલી જનાવરોએ તને મારી નાંખેલી ધારી બીજી સ્ત્રીને પરણી આનંદ કરતો હશે. માટે તું નાહક શોક શા માટે કરે છે ? શોક છોડી દઇ મારા પ્રત્યે તારૂં અંતઃકરણ વાળ. તને પ્રેમસાગરના સહવાસમાં જેટલો આનંદ મળતો તે કરતાં અધિક આનંદ આંહી મળશે. તને મારી આ રાખેલી વેશ્યા મારફતે માલુમ તો પડયું જ હશે કે હું આંહીના રાજાના સેનાપતિનો કુંવર છું. તો તારા યોગ્યજ છું. વળી જો ના પાડીશ તો પણ જ્યારે બળાત્કાર કરીશ ત્યારે તું શું કરી શકીશ ? માટે આવ મારી પાસે બેસ. અને આનંદથી

વાત કર. સ્ત્રીઓનો સ્વભાવ ઘણોજ લજ્જાશીલ હોય છે એમ જે સાંભળ્યું હતું તેનો આજે યથાર્થ પરિચય થયો. પરંતુ ચિન્તા નાહિ મેં મારા પિતા સાથે લડાઇમાં જતાં અનેક દુર્ગ ભેદી નાંખ્યા છે. તો તમારા આ લજ્જા રૂપ દુર્ગને ભેદવાનું કાર્ય પણ હું જ બજાવીશ." આમ બોલીને મદનમંજરીના શરીરને સ્પર્શ કરવાનો પ્રયત્ન કરવા દ્રઢસિંહ તેના તરફ જવા લાગ્યો.

"ખબરદાર! ચાંડાલ! પાસે આવ્યો તો મુઓ જ સમજજે, રજપુત રમણિઓ કેટલે દરજ્જે રણશૂર હોય છે તે બતાવી આપીશ. તારી પોતાની કાપુરૂષતા માટે શરમા. લજ્જા. જો તારામાં સામર્થ્ય હોય તો એક શસ્ત્ર દે અને મારી સાથે દ્વંદ્ધ યુદ્ધ કર. એક સ્ત્રીના સતીત્વનો ભંગ કરવામાં કેવો સ્વાદ સમાયેલો છે તે આ ક્ષણેજ તને બતાવી આપું. પરણેલી-પરનારીને 'પ્રીયા' કહીને બોલાવવાથી શું પરિણામ આવે છે તે દેખાડી આપું. દુષ્ટ! જો મારા શરીરનો તું સ્પર્શ કરીશ તો તારા આ અત્યાચારને ન સહન કરતાં તારા મસ્તીકને ધડથી જુદું કરીને તારાં પાપ કૃત્યોનુ પુરેપુરૂં ફળ ચખાડી દઇશ." મદનમંજરીએ સિંહણ માફક છલંગ મારી દ્રઢસિંહથી દુર ખસી જઇ એ ધડક ધમકી દેવા લાગી

દ્રઢસિંહ જાણે મોહિની મંત્રથી ગતિ હિન બની ગયો હોયની! તદ્રત્ દિગ્મૂઢ થઇને જોઇ રહ્યો. પંદરેક મિનિટે વાચા આવી. "પ્રીયે! વીરનારીના મુખમાંથી આવાં જ ઉદ્દગાર નીકળે એ સ્વભાવિક છે. અને તેને લીધે જ હું તને મારી પત્નિ તરીકે પ્યારથી જોઈ ભાગ્યશાળી થવા ઇચ્છું છું"

"નરાધમ રાક્ષસ! પ્રેમસાગરની ધર્મ પત્નિને અવર કોઇએ પ્રીયે કહેવી અને તેની દુર્વાસનાએ છેડ કરવી, એ સુતાસિંહને જાગૃત કરવા બરાબર છે; સર્પના પુછપર જાણી બુઝીને પગ મૂકવા સમાન છે; અને કૃષ્ણ વિષધર નાગને પોતા સમક્ષ બોલાવવા સમાન છે. દુષ્ટ! અગ્નિમાં પડવાથી ક્ષણ માત્રમાં જ ભસ્મ થઇ જઇશ તે સિંહરૂપના એકજ પંજાના આઘાતથી તારા શરીરના છિન્નવિચ્છિન્ન ટુકડા થઇ જશે. અરે! મારા શીરછત્ર હૃદય વલ્લભની સાથેની લડાઇ

તો બાજુ રહી પણ તેઓશ્રીનું અરધું અંગ ગણાએલ આ અબળાના હાથમાં એક સસ્ત્ર અગર અસ્ત્ર આપ અને પછી જોકે મારી સાથે લડવામાં પણ તારા જેવા હીચકારાનું કેટલું સામર્થ્ય છે ? " મદનમંજરીએ વીરતા બતાવી.

મદનમંજરીની અપ્રતિમ તેજસ્વિતાનું અવલોકન કરી, ગર્ભ ગળિત થઇ જઈ તે દિવસે આ દુષ્ટ દ્રઢસિંહ બાયલાની માફક નીચું મોં રાખી તેની પાસેથી ચાલ્યો ગયો.

---

## એકવિંશ પરિચ્છેદ

### ઉપાય.



"લલિતા ! કોઇ ઉપાયે તું પેલીને સમજાવી મારા તરફ સ્નેહ બતાવે એવો ઉપાય કરે તો ઠીક. તને હું બહુ સારી રકમ બક્ષિસ દઇશ. પણ તું મારૂં આ કામ જરૂર પાર ઉતાર. તેની પાસે જવાના પણ મારી હિમ્મત ચાલતી નથી. ખરેખર શૂરવીર સ્ત્રી છે. એક વખત તો તેનાથી મોતની અણીએ આવ્યો હતો અને હવે તો તેનો ચ્હેરો એકદમ ઉગ્ર જણાય છે મેં ઘણી લડાઇ જોઇ છે. યુદ્ધ પણ કર્યું છે. તો પણ આનામાં જેટલી શૂરતા છે તેનો સતાંશ ભાગ ભાગ્યે જ કોઇ ક્ષત્રિય પુરૂષમાં દેખ્યું છે. તેનો સુંદર અને મોહક ચ્હેરો રાત્રિ દિવસ અને સ્વપ્નામાં પણ દેખ્યા કરી અનંગાગ્નિથી બળ્યા કરૂં છું. માટે ગમે તેટલા ખર્ચે અને ગમે તેવી યુક્તિથી મારા સ્વાધિન કરી દે. મેં સાંભળ્યું છે કે આ શહેરમાં એક જોગી પાસે વશીકરણ વિદ્યા છે. જો તે દોરો કરી આપે તો પુરૂષને સ્વાધિન ગમે તેવી સતી સ્ત્રી હોય છે તે પણ થઇ જાય છે. માટે તે પણ તપાસ કર. " દ્રઢસિંહે પેલી વેસ્યાને ખાનગીમાં બોલાવી સૂચના કરી.

" યાર ! એમાં તે શું મહાન કામ સોંપ્યું ? બાર પંદર દિવસમાંજ તમારા સ્વાધિન કરી દઉં પછી શું ? પણ વચન દો કે પછી મારા પરના તમારા પ્યારમાં ખલેલ ન કરવી. આપને માલુમ છે કે

ખુદ મહારાજા પાસે નાચ વગેરે માટે જવું આવવું બંધ કરી મારો અસલ ધંધો છોડી દઇ આપને જ ચાહું છું. છતાં જ્યારે આપ બીજીને ચાહી મને રઝળાવો તો મારી શી વલે થાય ? લલિતાએ ચરિત્ર કર્યું.

" ગાંડી ! તારા પ્રત્યેનો મારો પ્યાર કમતી થાય ત્યારે તો જણનારી જ લાજેને ! મેં પ્રથમથી જ તને વચન આપ્યું હતું છતાં ફરીને વચન આપું છું કે રોજ બે વખત તો તારા મકાનમાં આ-વીશજ. પછી છે કાંઇ ? બોલ હવે તો ખાત્રી થઇને ? " દ્રઢસિંહે વચન દીધું.

" બસ ! હવે જોઈ લો મારી ચતુરાઇ ! આજથી પંદર દિ-વસમાં જો તેજ તમોને આનંદથી ન બોલાવે તો મારૂં નામ લલિતા નહિ. પણ તમારે હાલમાં તેની પાસે જવું નહિ. જો આપ જશો તો મારી રચેલી બાજી બગડી જઇ ફજેત થશો. પિતાને અને ખુદ મહારાજાને ખબર પડી જશે. માટે પંદર દિવસ ચેંકેચું કાંઇ બોલવું નહિ " લલિતા બોધ આપે છે.

" પ્રીયે ! પંદર દિવસ તો શું પણ એક મહિનો કહે ત્યાં સુધી તેના તરફ જોઇશ નહિ. પણ તું તેનો પ્યાર મને મળે એવો ઉપાય કર. " દ્રઢસિંહે માગણી કરી.

"બહુ સારૂં ! દાંતને જીભ જાળવવાની ભલામણ ન હોય ઘણો વખત થઇ ગયો માટે જાઉં છું. આપ હમેશાં મારી પાસે આવતા જશો." આમ બોલી લલિતા પોતાના મકાને ગઈ.

" આ બાઇ કોઈ રીતે મારા સમજાવ્યાથી સમજે તેવી નથી, દ્રઢસિંહની હિંમત તેની પાસે જવાને આનાકાની કરે છે. તેમ મારૂં દીલ પણ તેની પાસે જવાને અચકાય છે. શરૂઆતમાં જ તેનો અનુ-ભવ મને થઇ ચુકયો છે. કદી એમ સમજો કે પાંચે પંદરે મારૂં કહ્યું માની દ્રઢસિંહ પ્રત્યે સ્નેહ બાંધે તો તેમાં મને શો ફાયદો થવાનો હતો ? હાથે કરીને પગ ઉપર કુવાડી મારવા જેવું કરવાનું છે. જ્યારે એવા સુંદર કોમળ ગૌરગાત્ર સાથે મૃદુ કેશકલાપીની પ્રેમ પીપાસામાં પડે ત્યારે મારી આવક બંધ થાય. એટલે પુર્વવત્ હજારો યુવાનો સાથે વિષય ભોગવી રૌ રૌ નર્કની અધિકારી થવું પડે. માટે વધારે

ઉત્તમ તો એજ છે કે આ બાઇને અનુકુળ થઇ, મૂર્ખને બહાના દઈ તેનું દ્રવ્ય હરણ કરવું અને આ સ્ત્રીને આંહીથી દુર કરી દેવી. વળી તેનું કુદરતી રૂપ સૌન્દર્ય કહી આપે છે કે તે કોઈ રાજાની રાણી છે તેથી તેને આંહીથી નસાડી મૂકવામાં તેની પાસેથી પણ ધનની યાચના કરવાથી વખત ઉપર મળી શકશે. માટે પેલા દ્રઢસિંહને જ્યાં સુધી ચુસાય ત્યાં સુધી ચુસી લઇ બે ચાર માસ પછી આખરે એને નસાડી મુકવી એટલે દરેક રીતે મને ફાયદો થશે. જો આ સ્ત્રી મારા મતને અનુકુળ થઈ હોત તો તેને લીધે અનેક યુવાનો મારૂં ઘર પુછતાં આવી હું દ્રવ્યવાન બનત. પણ એવી રીતે કરવાથી એ સમજશે નહિ અને રાજાને ખબર પડશે તો મારૂં ઘરબાર લુંટી લઈ ફજેત કરશે. માટે તેને જ અનુકુળ થવું. " લલિતા પોતાના મકાનની અગાશીમાં બેઠી બેઠી વિચાર કરે છે.

" બાઇ ! આ મુર્ખના હાથમાં આપ કેવી રીતે સપડાયાં ? ક્યાં રહો છો ? " લલીતાએ મદનમંજરી પાસે જઇ પુછવા માંડ્યું

" મારા પતિ સાથે હું મૃગિયા કરવા નીકળેલ ત્યાં અચાનક આ પાપી આવી લાગ્યો મારી સાથેના સ્વારો તેમજ મારા પતિ વિખુટા પડી ગયા હતા તે તકનો લાભ લઇ મારૂં હરણ કરી લાવ્યો છે. હું રત્નાકરપુર શહેના મહારાજા વિજયસિંહની પુત્રી છું. અને મારા પતિ આ સામ્રાજ્યના અધિપતિ છે. એ દુષ્ટ વ્યભિચારીએ સિંહના ઘરમાં હાથ નાંખ્યો છે જ્યારે સિંહ જાગશે ત્યારે આ મગતરાને ખબર પડશે. " મદનમંજરીએ પેલીને પોતાની ઓળખાણ કરાવી.

" આપ કહો છો તે ઠીક, પણ આપના પતિને અગર આપના પિતાને શી ખબર પડશે કે આપ આંહી છો ? તેને માટે હું ઉપાય બતાવું તો ? " લલિતાએ આશા આપી.

" બાઇ ! તારો ઉપાય મારે જોઇતો નથી. મેં તને પ્રથમથી જ જોઈ લીધી છે હું તારી પાસે એટલું જ માગું છું કે મને ખરાબ શબ્દો સુણાવી મારી શ્રવણેન્દ્રિયને અપવિત્ર કરીશ નહિ. એટલે ઉપકાર માનીશ " મદનમંજરીએ કહ્યું.

" પવિત્ર બાઇ ! જ્યારે મેં એમ જાણ્યું કે આપ કોઇ રીતે અમારા મતને મળતાં આવશો નહિ. ત્યારથી મેં આપને ન દુભા-

વતાં આપના મનને અનુકુળ થવાની પ્રતિજ્ઞા લીધી છે. વળી આપનું ઓળખાણુ અત્યારે થતાં આ પ્રતિજ્ઞા વિશેષ દ્રઢ થઈ છે. હું વેશ્યાના ઉપનામે બોલાઉં છું તેથી આપને મારા વચન ઉપર વિશ્વાસ જોઇએ તેવો આવવો મુશ્કેલ છે પરંતુ આપ નક્કી માનજો કે હવેથી હું આપને સાનુકુળ જ છું " લલિતા પોતાનું શુદ્ધ હૃદય જણાવે છે.

" બાઇ ! તું ગમે તે હો. તેને માટે મારે શું? પણ જો મને અનુકુળ થઈ મારો છુટકારો આંહીથી કરાવીશ તો મારા પિતા અને મારા પતિ તરફથી તું અત્યંત પ્રીતિપાત્ર બની તારે પૈસાની લાલચે આવો અધમ ધંધો કરવો નહિ પડે એવું કરાવીશ. એ નક્કી જાણજે. અને જો વિશ્વાસઘાત કરીશ તો મારૂં જે થવાનું હશે તે થશે પણ તને બતાવી આપીશ; વળી ઇશ્વર તરફથી જે શિક્ષા થશે તે અલગ જ. હું આજકાલ આ નાશવંત શરીરના વિશેષ નભવાની ઇચ્છા રાખતી નથી. એટલે મારૂં શીયળ રક્ષણ કરવાના સઘળા રસ્તા મને સહેલ છે. હું તારા ઉપર વિશ્વાસ રાખીશ બોલ ! મારો છુટકારો કેવી રીતે કરીશ ? મને આજે જ આંહીથી મુક્ત કરી દઇશ ? " મદનમંજરીએ પુછ્યું.

" બાઇ ! એમ આજકાલ આપને હું મુક્ત કરી શકવાને શક્તિવાન નથી નહિ તો તેમ પણ કરત કેમકે તે મૂર્ખના છુપા જાસુસ મારા મકાન ફરતા રાત્રિ દિવસ રહે છે. તેથી એમ કરવામાં આપ પકડાઈ જાઓ અને મારો રોટલો ભાંગે. માટે ધીમે ધીમે ઉપાય કરીશ. દ્રઢસિંહ મારી પાસે આજ સાંજે આવશે તેને જેમ તેમ સમજાવી દઇશ. આવી રીતે હમેશાં જેમ આવ્યો તેમ પાછો કરીશ. પણ આપની પાસે આવવા નહિ દઉં એટલું હાલમાં કરી શકીશ " લલિતાએ થોડી શાન્તિ આપી.

" અરે ! એટલું કરીશ તો પણ ઠીક છે. એ દુષ્ટને નજરે જોવાથી મારી દ્રષ્ટિ દોષિત થતી રહે એટલો પણ તારો ઉપકાર માનું છું " મદનમંજરી.

" બાઈ ! સરદાર સાહેબ પધાર્યા છે અને આપને યાદ કરે છે. " લલિતાની દાસી આવી તેને કહ્યું એટલે લલિતા દ્રઢસિંહ પાસે ગઇ.

" પધારીએ હજુર ! આજ તો જલદી પધારી આ દાસીને કૃતાર્થ કરી " લલિતા.

" હા. આજે કચેરી ભરાઈ નથી તેથી નવરા બેઠા ચેન નહિ પડવાથી ફરતો ફરતો આંહી આવી ચડયો. તું કયાં ગઈ હતી ? શું તારી બેન પાસે ગઈ હતી ? " દ્રઢસિંહે પુછ્યું.

" જીહા ! આપનું અનુમાન બરાબર જ છે. આજે તો મારી સાથે આનંદથી વાત કરી. અને પ્રસંગોપાત મેં આપની વાત છેડી તો પ્રથમ તીરસ્કારતી હતી તેમ ન કરતાં સારી રીતે સાંભળે છે. જુઓ તો ખરા થોડા દિવસમાં જ પઢાવી દઉં છું ! " લલિતા ફુલાવા લાગી.

" પ્રીયા ! મને તારો પુરો ભરોંસો છે. હું પણ આજે તેને મળું તો ? " દ્રઢસિંહ.

" ના ! તેમ કરશો તો પછી તમને યોગ્ય લાગે તે પ્રમાણે કરી લો. ફજેત થાઓ તો મને દોષ ન દેશો. જ્યારે વખત આવશે ત્યારે હું જ આપને કહીશ. ઉતાવળનું કામ નથી. દશ પંદર દિવસમાં શું ખાટું મોળું થઈ જવાનું હતું ? આંહીથી કયાં જવાની હતી ? જો એમ ડર લાગતો હોય કે વખતે છટકી જાય તો દશ બાર ચોકી દાર વધારે રાખો. પણ સાહસ કરશો તો વખતે જીવની એ હાની થવા સંભવ રહેશે. તે કાંઇ પોતાના જીવની દરકાર રાખે એવી નથી. માટે હમણાં કાંઇ બોલવું નહિ. " લલિતાએ કહ્યું.

" ઠીક ત્યારે જેમ તું કહે તેમ ! પછી શું ? પણ જલદી તજવીજ કર. હવે હું જાઉં છું. " આમ કહી દ્રઢસિંહ પોતાના મકાને ગયો.

" લલિતા મને અનુકુળ થાય છે તેનું શું કારણ હશે ? વિશ્વાસઘાત તો નહિ કરે ? તે વેશ્યા છે એની મને હવે ખબર પડે છે. મારા લીધે તેને પૈસો પ્રાપ્ત થાય આવા દુષ્ટ હેતુએ મને ભોળવતી નહિ હોયને ? અરે ! ગમે તેમ હોવ પણ મૃત્યુથી કાંઇ વિશેષ થશે નહિ એ ચોકસ છે. મારે પણ તેની અનુકુળતાનો લાભ લેવો જોઇએ. હા. ઠીક છે. આમજ ઉપાય કરવો. ત્યા સુધીમાં પ્રાણેશનો મેળાપ ન થાય તો જેણે ધર્મથી સંબંધ જોડાવ્યો તેની પાસે જ આ જીંદગીનો અંત લાવી આંહીનો સંબંધ તોડી પરલોકમાં મારા નાથની રાહ જોતી બેસીશ. ખરેખર એ ઇલાજ ઉત્તમ છે. " મદનમંજરી

પોતાના મન સાથે પોતાના છુટકારા સંબંધી અનેક વિચાર કરી આખરે એક નિર્ણય ઉપર આવતાં, અને તે નિર્ણય ફળીભૂત થશે એમ ખાત્રી થતાં આનંદ પામી.

"બાઇ ! મૂર્ખ હમેશાં આંટા ખાય છે પણ આપની પાસે આવવા દેતી નથી હો ! બે ચાર દિવસ બે ચાર દિવસ કહી કહીને બે માસ કાઢી નાખ્યા. બોલો તમને હરકત આવવા દીધી છે ! પણ હવે શું કરવું ? આજે મને કહી ગયો છે કે હું પરમ દિવસ આવીશ અને જો તે ખુશીથી મને બોલાવશે તો ઠીક નહિ તો બળાત્કારે તેનાથી રતિ સુખ લઇશ. હવે શું બહાનું દેવું એની ખબર પડતી નથી " લલિતાએ મદનમંજરીને કહ્યું.

"લલિતા ! કાલે જ ભલે આવે તેઓને મારા તરફથી આમંત્રણ કરી બોલાવ. મારા પતિનો પતો કોઇ સ્થળેથી મળે એવો સંભવ રહ્યો નથી તેથી આવી રીતે દુખી દહાડા કાઢવા એ ઠીક લાગતું નથી. માટે મારી પાસે જરૂર કાલે બોલાવી લાવજે " મદનમંજરીએ કપટ હૃદયથી ઉચ્ચાર કર્યા.

"બાઇ ! તમે આ શું બોલો છો ? બે માસ સુધી તમે શીયળ સાચવ્યું અને હવે ભંગ કરવાની ઇચ્છા કરો છો તે ઠીક કહેવાય ? તમારા છુટકારા સંબંધી મારા રાત્રિ દિવસના થતા વિચાર ઉપર તમેજ પાણી ફેરવશો ! જો કે મારો ધંધો ઘણો નીચ છે અને મેં અનેકવાર વ્યભિચાર કરેલ છે. પરંતુ તમારી સતીત્વ પ્રભાવે ઉજ્જવલ મૂર્તિનાં દર્શન થયાં ત્યારથી જ મારી વિપરિત બુદ્ધિ નષ્ટ થઈ, સદાચારે ચાલવાની મેં પ્રતિજ્ઞા કરી છે. અને આપ ધર્મનું ઉલ્લંઘન કરવા કેમ તૈયાર થયાં. શું આ દુષ્ટ મતિવાળી લલિતાના મકાનનો પ્રભાવ તો ન ગણાય ? અરે ! સતી સ્ત્રીઓ જ્યારે પોતાનું સત છોડી દેશે તો પૃથ્વી માતા પોતાના ઉદર ઉપર પ્રાણી માત્રને કેમ ચાલવા દેશે ? ભગવાન સૂર્યનારાયણ આથતાં અઘોર કૃત્યને કેમ સહન કરશે ? બાઈ ! ધિરજ રાખવાથી સર્વે સારૂં થશે અલ્પ સુખની અભિલાશા એ મહાન દુખ શા માટે શોસવું ?" લલિતા શુદ્ધ અંત:કરણપૂર્વક કહેવા લાગી.

"બેન લલિતા ! તારી નિર્મલ હૃદય ઉર્મિ જોઈ હું ઘણી પ્ર-

સમજ્યું. મેં તને આજ દિવસ સુધી વિશ્વાસઘાતી જાણી હતી તેને માટે માફ કરજે. હવે મારી ખાત્રી થઇ કે તારૂં અંતઃકરણ શુદ્ધ છે તને સર્વ સ્ત્રીઓ પ્રત્યે પુજ્યભાવ છે અને હવેથી તું સદાચરણી થઇ છે. તેથી પ્રભુનો પણ આભાર માનુંછું કે તારૂં દીલ જેવુંને તેવું શુદ્ધ રહી તે પરમાત્માના ચરણાર્વિંદમાં મશહુર રહે બેન! તું ન સમજતી કે હું મારા શીયળનો ભંગ કરીશ! જો તેમજ કરવું હતું તો આટલા દિવસ કેમ કાઢત? હવે તું મારી બેન સમીજે તેથી મારો વિચાર જણાવું છું કે એ પાપીને કાલે આંહી બોલાવી હાવ ભાવમાં ફસાવી ચાર માસની અવધ માગવી અને ચાર માસ પુરા થયેથી મહાદેવની પુજા કરવા જવું ત્યાં સુધીમાં મારા નાથનો પતો મળશે અને તેઓશ્રી મારી વાર કરશે તો ઠીક છે નહિતો મહાદેવના દેવળમાંજ કમળ પુજા કરી, આવતા ભવમાં મારા શીર છત્ર હૃદય વલ્લભને મળવું આવો વિચાર છે. બોલ ઠીક છે કે નહિ?" મદનમંજરી

"હા બેન ઉપાય તો ઉત્તમ છે. ચાર માસની અવધ મળશે એટલે પછી જોઇ લેશું. અને જ્યારે આપ ખુદ તેને બોલાવી માનથી આવકાર આપશો એટલે એ નરાધમ જરૂર મુદત આપશેજ." લલિતાએ અનુમોદન આપ્યું.

મદનમંજરી તથા લલિતાએ કરેલ વિચાર મુજબ બીજે દિવસે સવારમાંજ એક દાસીને દ્રઢસિંહ પાસે મોકલી ત્યાં બોલાવ્યો. જ્યારે મદનમંજરી તરફથી પોતાને તેડું આવ્યું ત્યારે તેના અંતઃકરણમાં નિઃસીમ આનંદ થવા લાગ્યો. અને ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરી લલિતાના મકાને આવ્યો. લલિતા બોલી કાં કેમ? મેં આપને આપેલું વચન પાળ્યું કે નહિ? જાઓ આનંદથી રતી સુખ ભોગવો. પણ ધ્યાન રાખજો કે જેમ તે કહે તેમ કરજો. નહિ તો પસ્તાવો થશે"

"ગાંડી એમાં તે ફેર પડે? તે જેમ કહેશે તેમ કરવાને હું એક પગે ખડોછું. લે જાઉંછું આ બોલી દ્રઢસિંહ મદનમંજરી પાસે આવ્યો.

"પધારીએ! ઘણા દિવસે દર્શનનો લાભ આપ્યો" મદનમંજરીએ સ્ત્રી ચરિત્ર કરવા માંડયું.

મને માલુમ હતું કે પ્રેમસાગરનો સ્નેહ તમને તાજો છે તેથી એકદમ સાહસ કરવામાં આપણો પ્રેમ જોઇએ તેવો જામશે નહિ.

માટે થોડા દિવસ પછી જવું. આમ સમજી આવ્યો નહોતો. ”દ્રઢસિંહ.

“સરદારશ્રી ! હવે મને ભાન આવ્યું કે બબે માસ થઈ ગયા છતાં તેઓએ મારી શોધ કરી નહિ તેથી કોઇબીજી સ્ત્રીના પ્રેમમાં લુબ્ધ થયા હશે. માટે મારે શા માટે આ સુંદર કાયાને કાષ્ટવત્ બનાવવી ? આપની પાસે મારી એક અરજ છે વચન આપો તો કહું નહિતો કાંઇ નહિ. હવે અત્યારથીજ આપની થઈ ચુકી છું.” મદનમંજરી.

“ બોલો શો હુકમ છે. ? મારૂં વચન છે કે તમે જે માગશો તે અત્યારેજ તમારી પાસે હાજર કરીશ. હવે તમારે એમ ન સમજવું કે જુદાઇ છે ! ” દ્રઢસિંહ.

“ કાંઈ ચીજ માગવાની તો અગત્ય નથી કેમકે મારી ધર્મથી રાખેલી અવધ થઇ રહેશે એટલે જે ચીજ આપની પાસે છે તે મારી થઇ ચુકેલી છે માટે અત્યારે માગું છું એટલુંજ કે જેવા બે માસ કાઢી નાંખ્યા તેવા બીજા ચાર માસ સુધી મને બ્રહ્મચર્ય વ્રત પાળવાદો, ચાર માસ પછી શંકરનું પુજન કરી અપણે રતિસુખ માણીશું. આ વ્રતમેં ત્રણ વરસની મુદતનું લીધું હતું તેમાં બે વરસ અને આઠ માસતો વ્યતિત થયા પ્રેમસાગરે પણ મારાવ્રતનું ઉલ્લંઘન હજી સુધી કર્યું નથી પ્રેમસાગરે મને પરણ્યા છતાં અઢીવરસ કાઢી નાંખ્યા તેમ આપ ફક્ત ચારમાસ કાઢો એટલે સર્વ રીતે હું આપની થઇ ચુકીછું. જો આપ ના કહેશો તે લા ઇલાજે મારે આપના મતને મળવું પડશે પણ આપને શીર વૃત્તભંગનું મહાન પાપ ચોંટશે.” મદનમંજરીએ અવધ માગી.

“પ્રીયે ! પ્રેમસાગરે અઢી વરસ કાઢયાં તો મને ચાર માસ કાઢવા મુસ્કેલ નથી માટે ખુશીથી તમે તમારા વૃત્તની પૂર્ણાહુતી કરો. લલિતા તમારી યોગ્યતા સાચવતી હશેજ તો પણ આજે વધારે આગ્રહથી ભલામણ કરતો જાઉંછું. કાંઇ જોતું કરતું હોય તો ખુશીથી મંગાવી લેશો આનંદથી ચારમાસ ઈશ્વર સ્મરણમાં ગુજારો મને એવો નાસ્તિક ન સમજજો હું પણ શૈવ ભક્તછું તમે પણ ભક્તિ વાળાં હોઇ મને બહુ આનંદ થાય છે. ઇશ્વરે જોડું તો સારૂં મેળવી આપ્યું હું જાઉંછું ? ” દ્રઢસિંહ.

“ભલે ખુશીથી પધારો વખતો વખત પધારી ખબર અંતર પુછતા રહેજો.” મદનમંજરીએ કહ્યું.

---

# દ્વાવિંશ પરિચ્છેદ.

## નિ:સીમ પ્રેમ—આનંદ.



"બોલ શું વિચાર છે ? મદનમંજરી મને આપી દેવી છે કે તારેજ રાખવી છે ? તને આજે શિકારનું બ્હાનું કાઢી આંહી લાવવાનું શું કારણ છે તે હવે સમજ્યો તો હોઇશ? ન સમજ્યો હો તો સમજ કે કાંતો મદનમંજરીને સોંપી દે નહિ તો આ તલવારને શરણ થઇ જા." દ્રઢસિંહના મિત્ર નટવરસિંહે તેને ધમકી આપી.

"અરે ! નટવરસિંહ ! શું તું વિશ્વાસ ઘાત કરીશ ? યાદ રાખ કે શહેરમાં પહોંચ્યા બાદ તારી શી વલે કરાવું છું તે ?" દ્રઢસિંહે આમ કહ્યાની સાથેજ ડરને માર્યે પોતાના ઘોડાને પુર જોસમાં શહેર તરફ હંકાર્યો.

"અરે બાયલા ! તું ક્યાં જવાનો હતો ? શહેર સુધી પહોંચવા દઇશ ત્યારે તું મારૂં અહીત કરીશને ? લે અત્યારેજ યમસદનમાં મોકલુંછું." આમ બોલતો દ્રઢસિંહની પછવાડે પોતાના ઘોડાને દોડાવતો નટવરસિંહ તેની નજીક આવી લાગ્યો અને તલવાર ઉગામી સામે ઉભો રહ્યો દ્રઢસિંહની ગતિ સ્થિર થઇ ગઇ અને નક્કી મોત આવી પહોંચ્યું એ બ્હીકે મરણ બુમ નીકળી ગઈ.

"અરે ! તું કોણ છે ? મારા બંને હાથ શા માટે પકડી રાખ્યા છે ? છોડી દે નહીતો હમણાં બતાવી આપીશ !" નટવરસિંહના યુગ્મ હસ્ત પછવાડેથી એક શૂરવીર માણસે પોતાના એક હાથથી પકડી રાખ્યા દેખી તેનાથી ડરી ગયો પણ હિંમત રાખી ધમકાવા લાગ્યો.

"બહુ થયું ભાઇ ! હવે મીજાજ કરવો છોડી દે હાથમાંની તલવાર જમીન ઉપર મૂકી ચાલ્યો જા નહિ તો વગર ફાયદે હમણાંજ યમપુરીમાં મોકલીશ. તમે બંને શા માટે લડો છો તેની મને જાણ નથી. પણ તેણે મદદ માટેની યાચના રૂપ બુમ પાડી તેથી મારો ધર્મ છે કે શરણાંગતનું રક્ષણ કરવું માટે તુ ચાલ્યોજા" પેલા નવા યુવાને કહ્યું.

" જ્યારે પોતાના બંને હાથ પરવશ થયા અને જો નહિ ચાલ્યો જાઉં તો નક્કી મરણુ થશે " આવી રીતે વિચાર થતાં નટવરસિંહે પોતાની તલવાર જમીન ઉપર મુકી દઈ ઘોડા પર સ્વાર થઇ શહેર તરફ પ્રયાણુ કર્યું. " સાલો અત્યારે બચી ગયો તો આગળ ઉપર જોઇ લઇશ પણુ જરૂર મદનમંજરી આપણે લઇશું. એ બાપલાનું ગજું નથી કે મારી સાથે લડી શકે ઉપાય કરતાં છતાં મદનમંજરી આપણુને નહિ મળે તો તેની અનીતિની જાણુ મહારાજાને કરી ' પીવું નહિ પણુ ઢોળી નાંખવું ' આ મુજબ કરી તેને શિક્ષા કરાવીશ. " નટવરસીંહ રસ્તામાં સંકલ્પ કરતો જાય છે.

આપને લીધેજ મારી જીંદગી બચી માટે હું આપને પ્રણુામ કરૂં છું. આપ કોણુ છો ! ક્યાં જતા હતા ? આજનો દિવસ મારે ત્યાં મીજબાન રહી આપને ધારેલે સ્થળે પધારજો." દ્રઢસિંહે પેલા યુવાનને કહ્યું.

" ભાઇ : હું એક મુસાફર છું. કોઇ પણુ સ્થળે મારી યોગ્યતા સચવાય તો ત્યાં નોકરી કરવી, આવા વિચારે નીકળ્યો છું. તમે કોણુ છો ? પેલો દુષ્ટ માણુસ તમને શા માટે મારતો હતો ? " પેલા મુસાફરે પુછ્યું.

" ભાઈ ! હું આંહીના રાજાના સેનાપતિનો પુત્ર છું મારૂં નામ દ્રઢસિંહ. અને પેલો યુવાન વજીરનો દીકરો છે તેને અને મારે મિત્રાચારી હતી. કેટલીક વાતચીતમાં બોલા ચાલી થતાં વિશ્વાસઘાતી બની મારો જીવ લેવાને તૈયાર થયો હતો એવામાં ઈશ્વર ઈચ્છાએ આપે પધારી મને ઉગાર્યો. આપને હું મોટાભાઈ તરીકે માન આપી મારી પાસે રાખી આપની યોગ્યતા ઉત્તમ રીતે સાચવીશ માટે મારે ત્યાં પધારો " દ્રઢસિંહે કહ્યું.

" ભલે તમારી ઇચ્છા છે તો આવું છું. પણુ હું સેવક તરીકે કામ કરીશ નહિ. કોઇનું ઉચ્છિષ્ટ જમીશ નહિ અને હમેશાં એક બ્રાહ્મણુને જમાડયા પછી જમીશ આવો મારો નિયમ છે તે કબુલ હોય તો લઇ જશો. " મુસાફરે કહ્યું.

" હું આપનું માન મારા મોટા ભાઇ તરીકે રાખીશ અને બીજા પણુ તેવીજ રીતે માન દે એમ તજવીજ કરીશ. આપના ઉત્તમ નિ-

યમનો ભંગ અંશ માત્ર થવા દઇશ નહિ. માટે પધારો.” દ્રઢસિંહે સ્નેહથી પોતાની સાથે પેલા પ્રવાસીને લીધો.

જે દિવસે દ્રઢસિંહ અને નટવરસિંહને ઝગડો થયો તેને બીજે દિવસે મદનમંજરીના ત્રણ વર્ષના બ્રહ્મચર્ય વ્રતની પૂર્ણાહુતી હોવાથી સવારમાં મહાદેવના મંદિરમાં પુજાર્થે તેની સાથે કોઈ શુરવીર સ્વારને મોકલવો જોઇએ કારણ નટવરસિંહને જો ખબર પડે તો જરૂર વિઘ્ન આવે. માટે પેલા મુસાફરને જ મોકલવો એમ ધારી તેની પાસે યાચનાના રૂપમાં પોતાનો વિચાર દ્રઢસિંહે જણાવ્યો.

“ બહુ સારૂં. એમાં કાંઇ હરકત નહિ. તમારા જનાના સાથે જવામાં મને હરકત નથી. માટે હું તૈયાર છું. મહાદેવને દેવળ કયારે જવાનું છે ? ” પેલા મુસાફરે પુછ્યું.

“ ભાઇશ્રી ! રથ ગામ બહાર નીકળી ગયો છે સાથે દશ સ્વારો તૈયાર છે. આપને તસ્તી આપવાનું કારણ એટલું જ કે પેલો નટવરસિંહ દુષ્ટ સ્વભાવવાળો છે તેથી વખતે જનાનાને હરકત કરે તો આપ હોઇ ડરી જાય. માટે તસ્તી આપું છું. માફ કરજો. ” દ્રઢસિંહે તૈયાર થવાની સુચના કરી.

મનહરપુરથી દોઢ કોસને અંતરે આવેલા પ્રગટેશ્વર મહાદેવના મંદિર જવા સારૂ મદનમંજરીના રથ સાથે દશ સ્વાર અને પેલો નવો આવેલો યુવાન જવા લાગ્યાં. પેલો યુવાન ખુલ્લી તલવારે રથની બાજુમાં બરાબર સાવધથી ચાલ્યો જતો હતો. પાંચ સ્વારો આગળ અને પાંચ પાછળ વચમાં રથ આવી ગોઠવણથી નિર્વિઘ્ને મહાદેવના મંદિરમાં આવી પહોંચ્યાં. પેલા દ્રઢસિંહને ઘર આગળ ચેન નહિ પડવાથી આડે રસ્તે થઈ મહાદેવના મંદિરમાં આવવા સારૂ નીકળ્યો હતો.

મંદિર આવતાં મદનમંજરી રથથી નીચે ઉતરી, દાસી પાસેથી પુજાની સામગ્રી લઈ તેને મંદિરના ઉમરા બહાર ઉભા રહેવા સુચના કરી મંદિરનુ દ્વાર બંધ કર્યું જ્યારે દેવાલયના દ્વારની સાંકળ બંધ કરી ત્યારે તેને જેટલો આનંદ થયો તેટલો આનંદ અને નિર્ભયતા તેને પોતાની જીંદગીમાં કોઇ વખત થઇ નહોતી તેણે ઘણીજ આસ્તાપૂર્વક મહાદેવના લીંગનું શોડસોપચારે પુજન કર્યું. ને મોટે સાદે ઇશ્વર સ્તુતિ કરવા લાગી.

"અરે ! આ પરિચિત સ્વર કોનો ? મારી બનાવેલી પ્રભુ સ્તુતિનું ગાન આલાપ સાથે મારી પ્રીયા સિવાય બીજું કોણ કરે તેમ હતું ? અરે ! ચોક્કસ આ સુંદર સ્વર મારી હૃદયેશ્વરીનો જ છે ? હું નિન્દ્રિત છું કે જાગૃત ? શું મારી પ્રીયાના દર્શનનો અલભ્ય લાભ મળશે ? નહિ નહિ. મારી બુદ્ધિમાં ભ્રમ છે. આજ કાલ મારા ચિત્તમાં અસ્વસ્થતાનું સામ્રાજ્ય વ્યાપેલું છે તેથીજ ક્ષણે ક્ષણે પ્રીયાના ભણકારા થયા કરે છે. તે આંહી ક્યાંથી હોય ?" પેલો યુવાન પ્રવાસી મંદિરના દ્વાર સમીપ ખુલ્લી તલવારે ઉભો રહી અંદરમાં થતું ગાન સાંભળી મનમાં સંકલ્પ કરે છે.

મદનમંજરીએ એકાદ કલાક પ્રભુ મંગલ નામોચ્ચારમાં વ્યતિત કર્યો. પછી પોતે પહેરેલ સાડીનો કછોટો વાળી; પોતાના પતિ પ્રેમસાગરનો સ્મારક કટાર કહાઢી; પ્રભુ પ્રત્યે મોટે સાદે બોલાવા લાગી. "હે દયાનિધે! મેં આ જન્મમાં તારો એવડો ગુન્હો કર્યો નથી કે જેને લીધે મારૂં શીયળ ભંગ થાય; પણ પૂર્વ જમાન્તરના કોઇ મહાન દોષના ફળ રૂપ આજે આત્મ હત્યાએ દોષિત થાઉં છું. પણ એ તારી ઇચ્છા જ હશે. તો તારી એ ઇચ્છાને આધિન થવું એ મારૂં કર્ત્તવ્ય સમજી આત્મ હત્યાનો દોષ ગણુતી નથી. હે અધમોદ્ધારણ કારૂણ્ય મૂર્તિ પરમ કૃપાળુ પરમાત્મને ! મારા પતિ પ્રેમસાગરની પ્રીતિ બંધાવનાર આ કટાર વડે મારા શીશરૂપી કમળ વડે તારૂં પુ ન કરૂં છું તો એ છેલ્લી પુજાનો અંગીકાર કરી તેના ફળ રૂપ આવતા જન્મમાં મને પ્રેમસાગર સાથેજ મેળવી આપજે આ દીન પુત્રીની છેલ્લી અરજ નીઘામાં લઇ મારૂં નવું જીવન આનંદમય કરજે. આમ બોલી પોતાના કટારને ઉગામી જેવી શીર અને ધડ વચ્ચેના ગળાના ભાગમાં મારવા જાય છે તેવામાં મંદિરના દ્વારને જોરથી કોઇએ ધક્કો માર્યો. "અરે ! શું મારી પ્રીયે મદનમંજરી છે? અને મારા વિયોગે તે અત્યારે મારૂં નામ સ્મરી આત્મ હત્યા કરે છે ? પ્રીયે ! જલદી દ્વારની સાંકળ ખોલ. તું જેનું નામ ઉચ્ચારે છે તે હુંજ પ્રેમસાગર છું પ્રભુએ તારા સતીત્વ પ્રભાવે પ્રસન્ન થઇ આવા અણીના વખતે અણધાર્યો આંહી મોકલ્યો છે. પ્રીયે ! હવે એક નિમેષ માત્ર એક કલ્પ સમાન થઇ પડે છે માટે જલદી દ્વાર ખોલ." પેલા નવા યુવાન પ્રવાસીએ કહ્યું.

"અરે ! શું મારા નાથ જ બોલે છે ? હા સ્વર તો તેઓનો જ છે. મારા ભાગ્યમાં તે પૂર્ણિમાના ચંદ્રની અપૂર્વ વિમલ સુધા જ્યોતિનું દર્શન કેવળ અશક્ય કિં બહુના અસંભવનીય હતું છતાં પુનઃ એ સુધા જ્યોતિનું દર્શન થશે ? દયાળુ પશુપતિએ મને તેના પ્રત્યેની ભક્તિનું ઉત્તમોત્તમ ફળ આપ્યું જણાય છે. હા. ખરેખર તેઓ પોતેજ જણાય છે. જલદી કમાડ ઉઘાડું. આવી રીતે આત્મગત વિચાર કરી દ્વાર પાસે આવી. વળી સંકલ્પ કરવા લાગી. સાહસ ન કરવું. પુરી ખાત્રી થયા પછી જ દ્વાર ખોલવાં જો મારા પ્રાણેશ્વર હશે તો જતા નહિ રહે. પણ કપટ થશે તો જરૂર ફસાઇ જઇશ. માટે ખાત્રી કરવી. આમ ધારી બોલી. " જો આપ જ પ્રેમસાગર હો તો આપણ બંને વચ્ચે જે જે ગુપ્ત હકીકત બનેલી છે તેનું વર્ણન કરી બતાવો. " પેલા મુસાફરે ( પ્રેમસાગરે ) દંપતી સ્નેહ યોગમાં જે વાતચીત થયેલી તે પ્રકાશ કરી. વાત પ્રકાશ કરતાંની સાથે જ દ્વાર ખોલ્યાં અને બંને કેવા પ્રેમાતુર થઇ ભેટી પડયાં તેનું વર્ણન કરવાને મારી લેખિની અશક્ત છે. મદનમંજરીના કપોલ ભાગને પ્રેમસાગરે નિઃસીમ પ્રેમ સાથે પોતાના અમૃત સમાન અધર ચુંબનનો આસ્વાદ આપ્યો. પા કલાક સુધી બંને એકાકાર થઇ ભેટી રહ્યાં.

પ્રેમસાગર સાથે દ્રઢસીંહે મોકલેલા દશ સ્વારો પોતાના અશ્વ ઉપરથી નીચે ઉતરી અસ્વસ્થપણે કોઇ ઉભા હતા કોઇ તમાકુ પીતા હતા અને કોઇ અંદર અંદર વાતોના ગપાટા મારતા હતા તેઓએ જોયું કે પોતાના સરદારની સ્ત્રી સાથે ન ઘટતી રીતે પેલો અજાણ્યો પણ હાલમાં પોતાના ઉપરી તરીકે મોકલેલ નાયક વર્તે છે. ત્યારે એકદમ મંદિરના ઓટલા પાસે આવી તેને મારવા માટે તલવારો ખુલ્લી કરી. આ તમાસો મંદિરમાં રહેલા પ્રેમસાગરે જોયો એટલે મદનમંજરીને કહ્યું પ્રીયે ! હવે તમે નિર્ભય છો. આ સ્વારો મને મારવા આવ્યા છે માટે તેની વલે કરી આવું. આમ કહી ખુલ્લી તલવારે પેલા સ્વારો પાસે આવી બે ચારને જીવન મુક્ત કર્યા એક બેને ઘાયલ કર્યા એટલે બીજા જીવ લઇને ત્યાંથી ભાગી છુટયા તેઓ રસ્તામાં ભાગ્યા જાય છે ત્યાં દ્રઢસિંહ સામો મળ્યો.

અરે ! તમે આમ ગભરાયેલ જેવા કેમ જણાઓ છો ? કયાં જતા હતા ? શું નટવરસિંહ આવ્યો છે ? " દ્રઢસિંહે પેલા સ્વરોને પુછ્યું.

નામદાર ! નટવરસિંહ તો આવ્યો નથી પણ અમારી સાથે નાયક તરીકે જે માણસને આપે મોકલ્યો હતો તે આપના જનાના પ્રત્યે ગેર વર્તણુંક ચલાવવા લાગ્યો એ જોઇને અમો તેને મારવા ગયા. પણ તે એટલો બધો શૂરવીર છે કે અમારા માંહેલા ચાર માણુસોને જાનથી મારી નાંખ્યા ચાર જણાને ઘાયલ કર્યા અને અમો બંને મહા મુશ્કેલીએ ભાગી છુટી આપને કહેવા આવતા હતા, તેવામાં આપ મળ્યા. હવે આપ જશો નહિ. બીજા ચાલીશેક સ્વાર લઇને જશો તો વખને જીતશો નહિ તો જાનની ખુવારી થશે ” સ્વારોએ સુચના કરી.

“ અરે ! તેના શા ભાર છે ? ચાલો મારી સાથે હું એકલોજ તેને બતાવી આપું છું. મેં તેને નિમકહલાલ જાણી મારા જનાના સાથે મોકલ્યો તો નીમકહરામ નીવડયો. પણ હરકત નહિ. હમણાં તેનુ ફળ ચખાડું છું. ” આમ બોલી પુર જોસમાં મંદિરમાં આવ્યો.

“ અરે ! દુષ્ટ તું સિંહનો શિકાર લેવા જતાં મરણ શરણ થઇશ એ વિચાર કર્યા સિવાય જે હરામીપણું વાપર્યું છે તેનું ફળ ભોગવવા તૈયાર થા.-” દ્રઢસિંહે કહ્યું.

“ કુલાંગાર યવન ! શ્વાનની માફક બોલવાથી શું ફાયદો છે ! લે તારી સન્મુખ જ ઉભો છું. મારી લે તારૂં ઓજાર નહિ તો પસ્તાવો થશે. દુષ્ટ હું કોણ છું તેનું તને ભાન છે ? હું પોતે જ પ્રેમસાગર. તને એક વખત મોતના મુખમાંથી છોડાવ્યો પણ હવે જીવવાની આશા છોડી દે. ” પ્રેમસાગરે આવી રીતે કહી તલવાર ન મારતાં ધક્કો મારી જમીન ઉપર પટકી ઉપર ચડી બેઠો.

દુષ્ટ ! તું તો આ અસિને સ્વાધિન થવાને યોગ્ય છે. પરંતુ મેં તારૂં અનાજ એક ટંક ખાધું છે માટે સ્વામિદ્રોહિ થાઉં એ ઇશ્વરી ડરથી જાનથી મારતો નથી પણ થોડી શિક્ષા તો કરીશ જ. ” પ્રેમસાગરે આ પ્રમાણે બોલી તેનાં નાક કાન કાપી લીધા. અને હાથ પગ બાંધી એક અવાવરૂ કુવામાં ઉતારી દીધો.

દેવળમાંથી મદનમંજરીને લઇ મનહરપુરી તરફ પ્રેમસાગર આવ્યો ત્યાંની એક ધર્મશાળામાં ઉતારો કરી બજારમાં ખોરાક લેવા સારૂ નીકળ્યો.

પેલા ભાગી નીકળેલા બે સ્વારોએ સેનાપતિ પાસે જઇ દ્રઢસિંહને માર્યાની હકીકત કહી સંભળાવી. એટલે પોતાના એકના એક જ પુત્રનુ મરણ કરનાર તેના ખુનીને પકડવા સારૂ સૈનિકોને હુકમ કર્યો. લગભગ પાંચસો સ્વારો તપાસ કરવા નીકળી પડયા. અને સેનાપતિએ મહારાજાને પોતાના પુત્રના મરણની વાત કરવાથી રાજા દીલગીરી બતાવવા લાગ્યો અને દ્રઢસિંહના મારનાર માણુસને જલદી પકડી લાવવા તેણે પણ હુકમ કર્યો.

પ્રેમસાગર બજારમાં સીધું લેવા આવ્યો તો ધજા પતાકાથી આખી બજાર શણગારેલી અને રૈયતજન આનંદ ઓચ્છવમાં જણાયું. દરબારગઢમાં વાજીંત્ર વાગી રહ્યાં છે. વિપ્રજનો દક્ષિણા લઇ રાજાને આશિર્વાદ આપતા, કુંવરની દીર્ઘાયુષ ઇચ્છતા પોતપોતાના ઘર તરફ જતા જણાયા. એટલે પ્રેમસાગરે એક પોરિકને પુછ્યું. “ભાઇ ! આજે આટલો બધો આ શહેરમાં આનંદ એચ્છવ થઈ રહ્યો છે તેનું શું કારણ ? કોઇ તહેવાર તો નથી. શું રાજાનો જન્મ દિવસ છે ?”

“શું તમને ખબર નથી ? આજે મહારાજાને નવી રાણીથી પુત્ર થયો છે તેનું નામાભિધાન પાડયું. રાજાની ઉમર પંચાવન વરસની થયાં છતાં પુત્ર અગર પુત્રી નહિ થતાં બીજી રાણી જ્ઞાનસિંહ રાજાની પુત્રી ને પરણ્યા અને તેનાથી પુત્ર રત્ન સાંપડયું. બોલો આ આનંદ કાંઇ જેવો તેવો ગણાય ? કહેવત છે ને કે ‘સારા કામમાં સો વિઘ્ન’ તે મુજબ આવા માંગલિક પ્રસંગે સેનાપતિના દીકરાનું કોઇએ ખુન કર્યું છે. તેથી તેની તપાસમાં સર્વે પોલિસ છે. તેનું ખુન કરનારને અમે તો આશિર્વાદ આપીએ છીએ. તે ઘણો દુરાચારી હતો. શહેરમાંથી પાપ ટળ્યું. પણ સેનાપતિ ઘણો ભલો માણુસ છે. તેની આખર અવસ્થાએ પુત્ર મરણનું દુઃખ તેને દુઃસહ થઈ પડયું છે. અરે ! ભાઇ ! તમારી આંખમાંથી આટલા બધા આંસુઓ કેમ પડે છે ? શું દ્રઢસિંહ તમારો સ્નેહિ છે ? માફ કરજો હો મ રાથી કાંઇ વધારે બોલાયું હોય તે.” પેલો પૌરિક વિચારમાં પડી ગયો.

“ભાઈ ! દ્રઢસિંહ મારો કાંઇ સગો નથી. તે દુષ્ટને મેં જ માર્યો છે. મારી આંખમાંથી અઢગળ પાણી પ્રવાહ વહેવાનું કારણ બીજું છે. તમે મને એક એવી ઉત્તમ વધામણી આપી છે કે મારી

જીંદગીમાં એ વખતમણી કોઈ તરફથી મને મળવાની આશા પણ કીંચિત નહોતી. લો ભાઇ ! આ જુજ બક્ષિસ સ્વીકારો “ પ્રેમસાગરે આવી રીતે કહી પોતાના હાથમાંથી મુદ્રિકા તેને ભેટ કરી.

“ આપ કોણ છો ? દ્રઢસિંહજીને શું આપેજ માર્યા છે ? ” પ્રેમસાગર અને પૌરિકની થતી વાતને સાંભળનાર એક છુપા પોલીસે પ્રેમસાગરને સવાલ કર્યો

“ હું એક ક્ષત્રિય છું મેં પોતેજ દુષ્ટ દ્રઢસિંહને માર્યો છે ” પ્રેમસાગરે બેધડક જવાબ દીધો.

“ ભાઈ ! આપની જુવાની આપનું રૂપ સૌન્દર્ય અને આપની વાગ્ચાતુર્ય જોઇ મને આપના પ્રત્યે પ્રેમભાવ પુજ્યભાવ ઉપજે છે. માટે કહું છું કે આપે બોલવું નહિ કે મેં દ્રઢસિંહને માર્યો છે. હાથે કરીને મોત શા માટે માગી લો છો ? દ્રઢસિંહ જેવો તેવો માણસ નથી. તે સેનાપતિનો પુત્ર છે તેના ખુની પછવાડે તો હજારો માણસો શોધમાં છે. હું પણ એક પોલીસ છું છતાં દયાની ખાતર આપને કહું છું. માટે આંહીથી ચાલ્યા જાઓ. ” છુપા પોલિસે કહ્યું.

“ ભાઇ ! જુઠું શા માટે બોલવું પડે ? તું પોલીસ છે અને તને ગુન્હેગાર મળી આવે છે તો શા માટે છોડી દે છે ? તારે જ્યાં મને લઈ જવો ઘટે ત્યાં લઇ જઈ, તું તો ઇનામ લે. મારૂં જે થવાનું હશે તે થશે. ” પ્રેમસાગરે આવી રીતે કહ્યું એટલે પોલિસે પોતાના જમાદાર પાસે પ્રેમસાગરને ઉભો કર્યો. જમાદારે ફોજદાર અને ફોજદારે સેનાપતિ, અને સેનાપતિએ રાજા પાસે રજુ કર્યો. એટલે આજનો માંગલિક દિવસ હોઇ ન્યાય ચુકવવાનું આજનો દિવસ મોકુફ રાખી આવતા દિવસે ન્યાય થવાનું કહી તેને કેદમાં રાખવા હુકમ કર્યો.

બીજે દિવસે સવારની કચેરીમાં રાજા સામે પ્રેમસાગરને એક કેદી તરીકે પોલીસોએ ખડો કર્યો તેને દેખતાં જ સભાજનોનું અંતઃકરણ તેના તરફ માયાળુ બનતુ હોય તેનો ખુબ સુરત ચ્હેરાની દયા ખાતુ હોય તેમ વગર નિમેષે પ્રેમસાગર તરફ જોઈ રહ્યું.

“ તું કોણ છે ? ક્યાં રહે છે ? ” રાજાએ પ્રેમસાગરને સવાલ કર્યા.

“ હું એક ક્ષત્રિય તનય છું. અને મારાથી સર્વે સૌમ્ય

પરિચિત છે. કેમકે ઘણો વખત થયાં પ્રવાસ કરૂં છું.” પ્રેમસાગરે જવાબ દીધો.

“ તું દ્રઢસિંહ પાસે કેટલો વખત થયાં નોકર રહ્યો છે?” રાજા.

“ હું બે દિવસ પહેલાં અઢાર કલાક સુધી તેનો નોકર હતો. પ્રેમસાગર.

“ તેં તેની પાસે કેવી રીતે નોકરી મેળવી ? ” રાજા.

“ ઇશ્વર ઇચ્છાએ એક જંગલમાં મારો અને તેનો મેળાપ થઇ ગયો. ત્યાંથી તે ઘણી આજીજી પૂર્વક મને પોતાની સાથે આ ગામમાં લાવ્યો. મેં નોકરીની યાચના કરી નહોતી.” પ્રેમસાગર.

રાજાની સન્મુખ આવી રીતે એ ધડક જવાબ દે તો સાંભળી સઘળી સભાદીંગ થઇ વધારે આતુરતાથી આ કેસની હકીકત સાંભળવવા લાગી.

“ એવી શી ગરજ પડી હતી કે દ્રઢસિંહે તને આગ્રહપૂર્વક પોતાની પાસે રાખ્યો” ? રાજા.

“ હું રસ્તામાં ચાલ્યો જતો હતો તેવામાં દ્રઢસિંહની મરણ બુમ મેં સાંભળી એટલે મારા અશ્વને એ અવાજ તરફ લાવતાં દ્રઢસિંહને દયાજનક સ્થિતિમાં જોઇ હું અશ્વથી નીચે ઉતર્યો પછી તેની સામે તલવાર ઉગામી ઉભા રહેલા એક બીજા યુવાન માણસના બંને હાથ પકડી લીધા છેવટે તે માણસને પોતાના હથિયાર છોડી ચાલ્યા જવું પડયું. ત્યારથી દ્રઢસિંહે મને અંતઃકરણના મિત્ર તરીકે માન્યો. મને પાછળથી માલુમ પડયું કે દ્રઢસિંહને મારનાર માણસ વજીરનો છોકરો નટવરસિંહ હતો. શા માટે તેનું મોત કરવાને તૈયાર થયો તેની ખબર નથી. ” પ્રેમસાગર.

“ તે તો ઠીક પણ દ્રઢસિંહને સાચા મિત્ર તરીકે માનતો હતો છતાં તેં તેને શા માટે માર્યો ? રાજા.

મને ગઇ કાલે સવારમાં પોતાના જનાના સાથે મહાદેવના મંદિરે દસ સ્વારોની ટુકડીના ઉપરી તરીકે મોકલ્યો. હું નોકરી બજાવવા સારૂ બરાબર સાવધતાથી વર્તો હતો. રથમાંથી એક સ્ત્રી અને દાસી ઉતર્યાં. સ્ત્રીએ દેવાલયમાં પેસી તેનાં દ્વારબંધ કર્યાં. હું ખુલ્લી

તલવારે દ્વાર આગળ ઉભો રહ્યો. થોડીવારે અંદરમાં શીવપુજન કરનાર સ્ત્રીએ મને સંબોધી કમળ પુજા ખાવાની તૈયારી કરવા માંડી હોય એવું મેં જાણ્યું. આ સ્ત્રી પ્રભુ સ્તુતિ કરતી હતી તે મોટેસાદે બોલીને કરતી હતી એટલે મને તેનો સાદ પરિચિત લાગ્યો. આખરે જ્યારે આત્મહત્યા કરવાની તૈયારીમાં હતી એવામાં મેં દ્વારને ધક્કો મારી અમુક સંજ્ઞાથી મારી ઓળખાણ કરાવતાં તેણે દ્વાર ઉઘડયાં અને પછી મને ભેટી પડી. હવે આપને અનુમાન થયું હશેજ કે એ સ્ત્રી દ્રઢસિંહની નહોતી પણ મારી હતી. તેનું હરણ એ પાપી અમુક સ્થળેથી કરી ગયો હતો. ઇશ્વિર ઇચ્છાએ એવા અણીને સમયે હું આવી લાગ્યો. આ ખબર સ્વારોને થતાં મારી સાથે લડાઇ કરવા તૈયાર થયાં એટલે ચાર પાંચને પૂરા કરી દ્રઢસિંહ આવ્યો તેનું પણ એમજ કર્યું. " પ્રેમસાગર.

તેં દ્રઢસિંહનું ખુન કર્યું ઉપરાંત પાંચ સ્વારોનું ખુન કર્યું તે તો ચોક્કસને ? રાજાએ ફરી વખત સવાલ કર્યો.

" હા. દુષ્ટોને શિક્ષા કરવી એ મારી ઇશ્વરી ફરજ મુજબ મેં તેઓને જીવનમુક્ત કર્યા છે. " પ્રેમસાગર.

' તમારા આ ગુન્હા બદલ તમને દંડની શિક્ષા આપું છું. માટે આખરી વખતે તમારે જે માગવું હોય તે મરણની માફી સિવાય માગી લો. " રાજા

" રાજા ! આ ભારત ભૂમિમાં આવા ન્યાયી રાજાઓજ છે કે શું ? આવી ન્યાય બુદ્ધિવાળાને આવું મહાન પદ શા માટે પ્રાપ્ત થતું હશે ? રાજા ! રણુ ભુષણ ક્ષત્રિય વીરોને મરણ શી ચીજ છે તેની તુલના હોય ખરી ? ક્ષત્રિય કુળોત્પન્ન પોતાના પ્રાણની રક્ષા, પરમાત્મા સિવાય બીજા કોઇ મનુષ્ય પાસે યાચે ખરો ? હું મારા દેહની નિત્યતા માટે તમારી પાસે કેવી રીતે માગી શકું ? તમારામાં શી સત્તા હતી કે તમે મારી એ માગણીને કબુલ રાખી શકો ? હું તમારી પાસે માગુ છું એટલું જ કે મારૂં સબ મારી ધર્મપત્નિ વિજયસિંહ મહારાજાની પુત્રી નામે મદનમંજરી જે આ શહેરની ઉત્તર દિશાએ આવેલી ધર્મશાળામાં છે અને જેનું દુષ્ટ દ્રઢસિંહે હરણ કર્યું

હતુ તેને સ્વાધિન કરજો. બીજું હુ એક ચીઠ્ઠી આપું છું તે આપની નવોઢા રાણી પદ્મકુંવરીને પહોંચાડી તેનો જવાબ આવતાં સુધી મારી શિક્ષા મુલ્તવી રાખવી, બસ. આટલી માગણી છે તે સ્વીકાર કરો યા ન કરો એ તમારી મરજી ઉપર આધાર રાખે છે. પણ સાહસ કરવાથી પસ્તાવો થશે એટલું વિશેષમાં જણાવું છું. વળી જો હુ લડાઈ કરવા ધારૂં તો હું નથી ધારતો કે કોઇ લડવૈયો મારી સામે ટકી શકે. પણ તેમ કરવામાં ફાયદા કરતાં હાની સહસ્ત્રધા લેખું છું તેથીજ આપના હુકમને માન્ય કરી ઈશ્વર ઈચ્છા ને અનુકુળ થઇશ.

"અરે ! આપ વિજયસિંહ મહારાજાના જામાત્ર? કેવું વિપરિત થાત ? વિજયસિંહ મહારાજાને ખબર પડતાં મારા કેવા હ લ કરત ? આપશ્રીએ આપની જીંદગીના અંત સુધી આપનું પીછાણ કેમ ન કર્યું ? મને ધિઃકાર હોજો કે આપ જેવા ઉત્તમ ક્ષત્રિય કુળોત્પન્ન રાજકુમારનો અ.ત આણવા તૈયાર થયો. ! આપને ન્યાય ન આપતાં કેવળ એક પક્ષી ન્યાય ઉતાર્યો. મારા આ ગુન્હા માટે માફ કરશો. " આવી રીતે મનહરપુરીના રાજાએ સિંહાસન ઉપરથી ઉઠી બોલતાં બોલતાં પ્રેમસાગર પાસે આવી સ્નેહથી ભેટી પડયો અને પોતાના સિંહાસન નજીક એક ઉત્તમ બેઠક ઉપર બેસાડયો.

---

## ત્રયોવિંશ પરિચ્છેદ.



### ભગિની મેળાપ.




મસાગરે લખેલી ચીઠ્ઠી એક પ્રતિહાર મારફતે જનાનાની મુખ્ય દાસીને મળી તેણે પદ્મકુંવરીને આપી.

"અરે ! આ અક્ષર કોના ? મને બ્હેનના ઉપનામે સંબોધેલ આ લીફાફામાં કોની ચીઠ્ઠી હશે ? મારે એક ભાઇ હતો તે તો ક્યાંથી હૈયાત હોય ? ત્યારે અવર કોઇ ધર્મથી માનેલ ભાઇ પણ છે નહિ ! ત્યારે આ ચીઠ્ઠી કોણે લખી ? વાંચુ તો ખરી કોણે શું લખ્યું છે ? આમ વિચાર

ફરી પેલી ચીઠ્ઠી અથેતિ વાંચી લીધી. વાંચતાં જ અપરિમિત સ્નેહ લાગણીએ બંને આંખમાંથી પ્રેમાશ્રુથી હૃદય ખાલી થવા લાગ્યું. અરે! શું મારો વ્હાલો ભાઈ હૈયાત છે ? શું તેના સ્વહસ્ત લીખીત આ પત્રિકા છે ? હા. દાસી ! આ ચીઠી લખનાર માણુસ હાલ ક્યાં છે?" પદ્મકુંવરીએ પુછ્યું.

" બાઈ શ્રી ! પ્રતિહારના કહેવા મુજબ સભામાં રાજાની સમક્ષ ઉભા છે." દાસીએ જવાબ દીધો.

પોતાનો ભાઈ સભામાં હાજર છે જાણી પદ્મકુંવરી ઘણી ખુશી થઈ. અને જેવાં લુગડાં પહેર્યાં હતાં તેવાં લુગડાભર એકદમ સભા તરફ ગાંડી માફક દોડી ગઇ. સભામાં જઇ પોતાની ચકોર આંખને ચોતરફ ફેરવવા લાગી આખરે પ્રેમસાગર અને પદ્મકુંવરીની એક નજર થતાં, બેઠક ઉપરથી પ્રેમસાગર ઉઠયો અને સામેથી પદ્મકુંવરીએ દોટ મૂકી, સભાના મધ્ય ભાગે બંને બેનભાઇ જે આનંદ પૂર્વક ભેટયા-મળ્યા. સ્નેહાધિન થયાં તેનો ચિતાર ઉત્તમ ચિતારો ચીતરી શકે એ પણ અશક્ય માનું છું. આ વખતના આ બંને ભ્રાતા ભગિનિના આનંદને અવર્ણનિય-અવર્ચનિય કહું તો અતિશયોક્તિ લેખાશે નહિ.

સઘળા સભાજનો રાજા સમેત સાનંદાશ્ચર્યે પામ્યા. " અરે ! આવી સ્થિતિમાં અને આવા મેલાં કપડાંએ રાણી સભામાં આવી. પોતે સુતીકા ગૃહમાં છે તેનો ખ્યાલ પણ ન આવ્યો અને આ પુરૂષને આટલા બધા સ્નેહથી કેમ ભેટી પડી હશે ? અરે ! બંનેની આંખોમાંથી વહેતી નીરની ધાર બગલમાં થઈ જમીન ઉપર પડે છે તો આટલો બધો સ્નેહ ઉમળકો કયા સગપણનો હશે ? શું જ્ઞાનસિંહનો ચાલ્યો ગયેલો પુત્ર શૂરવીર પ્રેમસાગર તો નહિ જ હોય ? હા. એમજ હોવું જોઈએ. નહિ તો મારી-રાણી આવા નિર્લજપણે પર પુરૂષને કેમ ભેટે ? "

" ઓ વ્હાલા ભાઈ ! દુષ્ટ છબીલ સુંદરીની દુષ્ટતાને લીધે તારી કેટલે દરજ્જે અધમ સ્થિતિ થઇ ? મને જણાવ્યા સિવાય જ કેમ ચાલ્યા ગયા ? લગભગ પંદર વર્ષ થઇ ગયા છતાં એક પત્ર પણ ન લખ્યો આ તમારી કેટલી કઠોરતા ? આપે મારાજર પંદર વરસ

પહેલાં આપના ગયાની રાત્રીએ જે પત્ર લખ્યો હતો તે અદ્યાપિ પર્યંત મારી પાસે રાખી મુકયો છે તેને હમેશાં એક વખત વાંચું છું. હૃદય ખાલી કરૂં છું અને દુષ્ટ છબીલ સુંદરીને શ્રાપના વરસાદ વરસાવું છું. ભાઇ ! પિતાશ્રીની આખર અવસ્થાએ આપના ગયાથી મહાન દુઃખ પડયું છે. હું ગૃહસ્થાશ્રમી થઇ હવે પુજ્ય પિતાશ્રી એકલા છે. મંત્રી રાજકારભાર ચલાવે છે અને પોતે ભગવત્ સ્મરણ સાથે આપને જંખ્યા કરે છે. માટે હવે તેમની પાસે જઇ રાજ્યકારોભાર સંભાળો અને પિતાશ્રીની આખર અવસ્થા સુધારો ” પદ્મકુંવરીએ પ્રેમસાગરને કહ્યું.

પદ્મકુંવરીના બોલવા ઉપરથી રાજાની તથા સભાસદોની સંપૂર્ણ ખાત્રી થઈ કે તે જેને ભેટી પડી છે એજ પ્રેમસાગર છે એટલે સર્વ ઘણાં ખુશી થયાં.

બેન ! મારૂં તારી સાથેનું મળવું આ છેલ્લી વખતનુંજ ધારી લે હું આ રાજ્યનો ખુની ઠરી મરણની શિક્ષાએ પહોંચેલ છું. મારા જાણવામાં આવ્યું કે તું આંહી છો તેથી આખરી મેળાપ કરી લઉં તેથી તને ચીઠી લખી હતી.” પ્રેમસાગરે પોતાની સ્થિતિનુ બ્યાન કર્યું.

“અરે આ શું બોલો છો ? મારો ભાઇ કદી ગુન્હો કરેજ નહિ. જેને ધર્મ ઉપર—પોતાની ઇશ્વરી ફરજ ઉપર પુર્ણ શ્રદ્ધા છે એવો વિરનર પોતાના પ્રાણાન્તે પણ કોઇ પ્રકારે અનીતિ આચરેજ નહિ એ મારી ખાત્રી છે. છતાં રાજાના અંતઃકરણમાં આપ કયા પ્રકારે દોષિત ઠર્યા તે જાણવા માગું છું ” પદ્મ કુંવરી પોતાના ભાઇની ચાલચલગતની સાહેદ આપવા લાગી.

“પ્રેમ સાગર ! આપ ઉદાર હોવા છતાં મારાથી થયેલ એક અપરાધની માફી શું આપ નહિ આપી શકો ? મારાથી થયેલ ભૂલને માટે મને જે પશ્ચાતાપ શરમ થાય છે તે મારૂં હૃદય જાણે છે. તેમાં આપનું આવું બોલવું એ મહાન શિક્ષારૂપ થઇ પડી સહન કરવાને અશક્ત બનુંછું. માટે થયું ન થયું જાણી મને માફ કરો.” રાજાએ દીન વાણીથી કહ્યું.

“ રાજાજી ! પોતાનો પુત્ર હોય, પોતાની પત્ની હોય અગર પોતાનાં પુજ્ય માતા પિતા હોય વણ જ્યારે ન્યાયાસને ન્યાય ચુકાવવા

બેબવું ત્યારે પક્ષપાત ન કરતાં ન્યાય દ્રષ્ટિએ જે ખરૂં ભાસે તેવો ન્યાય કરવો એ ઇશ્વરી ફરજ છે. જો તેમ કર્યું હોતતો અત્યારે પશ્ચાતાપનું કાંઈ કારણ ન રહેત. પણ ઠીક. હવે તે પ્રમાણે સારાસારનો વિચાર કરી ન્યાય દેશો. વિશેષમાં મારે જણાવવું જોઇએ કે મેં દ્રઢસિંહને જાનથી માર્યો નથી પણ પ્રગટેશ્વર મહાદેવના મંદિરના પછવાડેના પડતર કુવામાં ઉતારી દીધો છે તેથી હૈયાત હશે. મેં તેનું એકરાત્રિએ અનાજ લીધું હતું તેથી સ્વામિ દ્રોહી થયો નથી માટે તેને બોલાવો

પ્રેમ સાગરનો હુકમ થતાં પેલા દ્રઢસિંહને સભામાં હાજર કર્યો દ્રઢસિંહે પોતાના નાક કાન આડું કપડું રાખી જમીન તરફ મુખ રાખી પગવતી જમીન ખોતરવી શરૂ કરી પૃથ્વીમાતા પાસે જાણે માગતો હોય કે જલદી તારા ઉદરમાં સમાવીલે એવી રીતે કરેલા પાપનો પરતાવો કરતો સભામાં ઉભો રહ્યો.

"કુલાંગાર દુષ્ટ ! તું મારા વીર્યથી ઉત્પન્ન થયા છતાં તારી માતાપિતાને લજ્જીત કરી. કયા આનંદથી જીવીત ધારણ કરી રહ્યો છે ? " સેનાપતિએ ખુલ્લી તલવારે દ્રઢસિંહ પાસે જઈ કહ્યું ને પોતાના હાથથીજ કલંકીત પુત્રનો ધ્વંશકરવાની ઇચ્છાએ મહા ક્રોધીષ્ટ બનેલ સેનાપતિએ તેના ઉપર તલવાર ઉગામી.

" સેનાપતિ ! બસ કરો તેનાં પાપનું ફળ મેં આપેલ છે. આ ફળ ખરાબ સોબતનું જ છે." પ્રેમસાગરે સેનાપતિની તલવાર લઇ લીધી

"પિતાશ્રી ! હું એ શિક્ષાને પુર્ણ પાત્રજછું માટે આપના હાથથીજ મુક્ત કરો જો આપનો હાથ ન ઉપડે તો ક્ષત્રિયશિરોમણી પવિત્ર પ્રેમસાગરને મારી વતી વિનંતિ કરો. જો મારા અપવિત્ર રૂધીરથી તેઓશ્રીની પવિત્ર તલવારને તેઓ દોષિત કરવા ન ધારતા હોય તો મનેજ એક ઓજાર આપો એટલે હું મારા સ્વબળે આ ત્માને શરીરથી જુદો કરૂં મારી જીંદગીમાં મેં કરેલાં અધમ કૃત્યોનું ફળ આટલેથી બસ થશે નહિ; પરમ ન્યાય મૂર્તિ પ્રભુ પાસે મારો કેવો ન્યાય ઉતરશે તેને માટે મને ઘણો ડર રહે છે." દ્રઢસિંહ પોતાના અધમ કૃત્યોનો પશ્ચાતાપ કરે છે.

"દ્રઢસિંહ ! તને તારા કૃત્યોનો પસ્તાવો થાય છે એજ પ્રાયશ્ચિત થઈ ચુકયું છે.. હવેથી સારે રસ્તે ચાલી પ્રભુપ્રીતિ સંપાદન

કર. સેનાપતિ ! જાઓ તમારા પુત્રને લઇ જઇ તેની ક્ષુધા શાન્ત કરો." પ્રેમસાગરે કહ્યું.

" બાઇ ! શું મારાં ભાભીશ્રી છે ? હાલમાં ક્યાં છે ? તેમને જલદી બોલાવો. " પદ્મકુંવરીએ અધિરતાથી કહ્યું.

"બ્હેન ! તે આ શહેરની ઉત્તર બાજુએ આવેલી એક ધર્મશાળામાં ગઇ કાલથી છે. હું બજારમાં ખાવાનો સામાન લેવા નીકળ્યો હતો તેને આજે બે દિવસ થઇ ગયા તેથી તેના હૃદયમાં અનેક અમંગળ શંકાઓ ઉદ્દભવી હશે માટે જલદી બોલાવી લાવો. " પ્રેમસાગરે પોતાની ઇચ્છા જણાવી.

રાજાએ એક રથ સાથે દસસ્વારોને મદનમંજરી વાળી ધર્મશાળા તરફ મોકલ્યા રથમાં પદ્મકુંવરી પોતાની ભાભીને લેવા માટે ગઇ. સાથે પ્રેમસાગરે પોતાના અક્ષરથી એક ચીઠી લખી આપી

"રાત્રી થયા છતાં હજી કેમ નહિ આવ્યા હોય ? શું કોઇ પોલીસે પકડયા હશે ! પેલા દુષ્ટના ખુની તરીકે આ નગરના રાજા પાસે ગુન્હેગાર ઠર્યા હશે અરે ! શું થયું હશે ? મારા વિધિમાં આવી આફ્તોજ સરજાએલ હશે ? મારા સ્વામિનું શું થયું હશે ? હે નિરાધારોના આધાર પ્રભુ ! મારા નાથ જ્યાં હોય ત્યાં તેઓની રક્ષા કરજો અરે ! આજને આજ કોઇ બીજે સ્થળે ચાલ્યાં ગયાં હોતતો કેવું સારૂં થાત ? મારા નાથપર નકી આફ્ત રૂપી વાદળ આવ્યું જ હશે અને આટલા માટેજ હજી સુધી આવી શકયા નહિ. જો તેમ હશે તો હું શું કરીશ ? મારૂં વામ શરીર તથા નેત્ર ફરકે છે એથી શુભ ચિહ્ન જણાય છે છતાં અમંગળ શંકા કેમ થાય છે ? હશે જેમ હોય તેમ તેઓ કોઇથી ગાંજ્યાં જાય તેમ નથી. માટે હરકોઇ જગ્યાએ સુરક્ષિત જ રહેશે એ ખાત્રી છે. કદી રાજા પાસે લઈ ગયા હશે તો ત્યાં પોતાની ઓળખાણ આપતાં એ રાજા જરૂર તેના પાદારવિંદમાં પોતાનું શિશ નમાવશે. પણ મને શંકા છે કે પોતાની પીછાણ કરશે નહિ. મને પણ હજી સુધી પોતાનું ખરૂં ચરિત્ર કહ્યું નથી તો બીજાને તો કેમ કહે ? રાત્રિના દસ વાગ્યા છતાં મારા પતિ આવ્યા નથી તો પણ મને ડર કેમ લાગતો નથી ? જરૂર શુભ સમાચાર મળવા જોઇએ " આવી રીતે અનેક વિચારમાં મદનમંજરીએ

વગર નિદ્રાએ રાત્રિ ગુજારી. બીજા દિવસના બે પહોર પણ ચાલ્યા ગયા. છતાં પોતાના પતિના કાંઈ સમાચાર આવ્યા નહિ તેથી ગભરાવા લાગી. એવામાં પોતાની ધર્મશાળા તરફ સ્વારો સાથે એક રથ આવતો જણાયો.

" ભાભી ! કોટડીનું બારણું ઉઘાડો. હુ તમારી નણંદ પદ્મકુંવરી આપને તેડવા આવી છું, મારા ભાઇ મારા મહેલમાં આનંદમાં છે. હુ આંહીના રાજાની રાણી છું. " બહારથી જ પદ્મકુંવરીએ કહ્યું.

" બાઇ ! આપ મારા નણંદ હોતો પુજનીય છો પરંતુ મારો અને આપનો સહવાસ નથી તેથી હુ ડરેલીને અનેક ડર લાગે માટે મહેરબાની કરી આપના ભાઇના સ્વહસ્ત લિખિત પત્રિકા મંગાવો એટલે હુ આપની સાથે આવું. અગર આપના ભાઇને આંહી મોકલો એટલે તેઓ શ્રી જ્યાં લઇ ખયં તે સ્થળે જવાને તૈયાર છું. અવિનયને માટે માફ કરશો " મદનમંજરીએ ચોકસાઇ કર્યા સિવાય આવવાની અગર દ્વાર ખોલવાની ના કહી.

" ભાભોશ્રી ! આપને શંકા થાય એ સ્વભાવિક છે. અસંભવિત બાબત સંભવત બને એ જરા વિચારવા જેવુ રહે જ. તેને માટે અવિનય ન જ ગણાય. લ્યો આ પત્ર વાંચો કોણે લખ્યો છે ? " આમ બોલી કમાડની ફાટમાંથી પદ્મકુંવરીએ પ્રેમસાગરે લખી આપેલ પત્ર નાંખ્યો.

મદનમંજરીએ પત્ર વાંચ્યો અક્ષર ઓળખ્યા. ગુપ્ત બાબતોની સંજ્ઞા વાંચી ત્યારે ખાત્રી થઈ કે ખરેખર આ પદ્મકુંવરી જ છે. એમ સમજી દ્વાર ખોલી બંને આનંદથી ભેટી પડયા. પોતાની ભાભીનું રૂપ અને ગુણ જોઇ પદ્મકુંવરી ખુશી થઇ અને પછી ત્યાંથી રથમાં બેસી બંને મહેલમાં આવ્યાં.

મદનમંજરીએ પોતાપર પડેલી આફતનું વર્ણન પદ્મકુંવરી પાસે કરી બતાવ્યું એ સાંભળી પદ્મકુંવરી અત્યંત દીલગીર થઇ. પદ્મકુંવરીએ પોતાના ભાઇએ રાજ્ય શા માટે છોડયું ? વગેરે હકીકત કહી બતાવી. અને ત્રણે જણાં આનંદથી રહેવા લાગ્યાં.

---

# ચતુર્વિંશ પરિચ્છેદ.

## પ્રવાસ.



"હવે મારે પુરૂષાર્થ વડે યોગ્યતા કરવી જોઈએ. આખી જીંદગી પરાધિન દશામાં કાઢવાથી શો ફાયદો ? સામરિક વેશે સમરાંગણનો આનંદ લીધો નથી ત્યાં સુધી આ જીંદગી વ્યર્થ સમજું છું માટે કોઇ મહાન ચક્રવર્તિ રાજાની પ્રીતિ સંપાદન કરી યુદ્ધનો પ્રસંગ લેવો. હવે મારા બનેવીના રાજ્યમાં તેના દ્રવ્યવડે આનંદ કરવો એ મારી યોગ્યતા ન ગણાય. કેમકે તેઓ મારા પુજનિય હોઇ મારે જ તેરે કાંઇક બક્ષિસ કરવી ઘટે છે. તેને બદલે તેની બક્ષિસ હું લઉં તો લોક નિન્દીત ઠરીશ. વળી સાંભળવા પ્રમાણે પદ્મકુંવરીએ પિતાશ્રીને માલુમ કરી છે કે હું આંહી છું. તો જરૂર તેઓશ્રી આંહી આવશે. અને મેં પ્રતિજ્ઞા લીધી છે કે આ જીંદગીપર્યંત કનકાવતીનું પાણી સુદ્ધાંત ન પીવું એ ટેક કદી છોડીશ નહિ. એટલે પિતાના હૃદયમાં મારા પ્રત્યે ખરાબ ભાવ ઉત્પન્ન થઇ મને ઉદ્ધત ગણશે. તેથી બહેતર છે કે હવે એકાદ દહાડામાં જ આંહાથી નીકળી જવું. મુખ્ય ઉપાધિ હતી તે મારી પ્રીયાને આંહી રાખીશ અગર જો તેની ઇચ્છા રત્નાકરપુર જવાની હશે તો ત્યાં પહોંચતી કરાવીશ. એટલે શાન્તિથી હું મારા પ્રયાસમાં લાગીશ." પ્રેમસાગર અંતર્ગત વિચાર કરે છે.

"ભાઇ ! શું વિચારમાં છો ? આપને જ્યાં સુધી આંહી રહેવું યોગ્ય લાગે ત્યાં સુધી રહો. પછી પિતાશ્રી પાસે જઇ રાજ્ય કારભાર સંભાળો. મેં પિતાશ્રીને આપના આંહી આવ્યાના સમાચાર એક સ્વાર મારફતે મોકલ્યા છે તેથી ઘણું કરીને એઓ ખુદ જ આંહી આવી આપને લઇ જશે." પદ્મકુંવરીએ કહ્યું.

"વ્હાલી બેન ! તારા એ વિચારથી હું વિરૂદ્ધ થઇશ. મેં પિતાશ્રીના રાજ્યમાં ન જવા માટે પ્રતિજ્ઞા લીધી છે. તે પ્રતિજ્ઞાનો ભંગ યુગાન્તરે પણ કરી શકીશ નહિ. માટે મારો વિચાર એવો છે કે કોઇ

ચક્રવર્તિ રાજાની પાસે જઈ તેની પ્રીતિ મેળવી ત્યાં યોગ્યતા કરી રહેવું. " પ્રેમસાગરે વિચાર જણાવ્યો.

સદ્દગુણી ભ્રાતા ! તમારા હૃદયમાં એ વિચાર કેટલે દરજ્જે અયોગ્ય ગણાય ? પોતાનું મહાન રાજ્ય છોડી. જ્યાં ત્યાં રઝળી રખડી બીજાની સેવા કરવી એ કયા શાસ્ત્રનો નિયમ ગણાય ? વળી આપતો બે રાજ્યના માલિક થઇ વખત પરત્વે ચક્રવર્તિ થઇ શકો તેમ છે. આપના શ્વસુર પક્ષનું વિસ્તરણ અને ફૂલદ્રુપ રાજ્ય પણ આપને મળશે. આવા બે મોટા રાજ્યના માલિક થવાથી આપની સત્તાએ તથા આપના પોતાના શૌર્ય બળે બીજા અનેક રાજાઓને જીતી સર્વેના અધિષ્ઠાતા બનશો. માટે વર્તમાન કાળની સ્વતંત્રતા છોડી ભવિષ્યમાં પરતંત્રતા મળે એવી ઇચ્છા, આપ જેવા વિદ્વાન તથા ક્ષત્રિય વીરનરને શોભાવે ખરી ? " પદ્મકુંવરી સારાસારનું સ્પષ્ટિકરણ કરે છે.

" બેન ! તારી સમજશક્તિમાં ફેર છે. એવી દુષણ યુક્ત સ્વતંત્રતા મારે નથી જોઈતી. મારા શ્વસુરના રાજ્યને લઇ હું સ્ત્રીના નામથી વિખ્યાત થવાને ઇચ્છતો નથી. અને પિતાનું રાજ્ય પુત્રને મળે એ ક્ષત્રિય કુળ પરંપરિત રીત છે તે મુજબ તે રાજ્યનો મને અધિકાર છે પરંતુ તે અધિકાર પ્રાપ્ત કરતાં મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. માટે તેં ગણાવ્યાં એ બેમાંથી એકે રાજ્યનો હું અધિકારી નથી માટે જ બીજે રસ્તેથી મારી યોગ્યતા સંપાદન કરવા વિચાર કર્યો છે. હવે મને રજા આપ એટલે આવતી કાલના શુભ દિવસે આંહીથી પ્રયાણ કરૂં. બેન ! મારે તને જણાવવું જોઇએ કે હું હાલમાં પિતાશ્રીને કોઇ રીતે મળી શકીશ નહિ. માટે મને આંહી રોકવાનો તારે આગ્રહ કરવો નહિ. મને ખુશીથી રજા આપશે તો ઠીક છે નહિ તો પછી તને જણાવ્યા સિવાય જ આંહીથી નીકળી જવું પડશે. તારી ભાભીને હાલ આંહી તારી પાસે રાખજે. જ્યારે કોઈ સ્થળે મારી યોગ્યતા થશે ત્યારે હું બોલાવી લઈશ. જો તેને પોતાના પિતા માતા પાસે જવાનો વિચાર થાય તો ત્યાં મોકલવાને હરકત નથી." પ્રેમસાગરે પોતાનો ચોક્કસ વિચાર જણાવી દીધો.

" ભાઈ ! મને ખાત્રી જ હતી કે કોઇ પણ બાબતના મારા વિચારને આપનો વિચાર મહાત કરશે જ. આપે પ્રવાસ કરવાનો વિચાર ઉત્તમ ગણ્યો તો જેવી આપની મરજી. મારાં ભાભી ખુશી-

થી આંહી રહેશે તેમે માટે ફિકર ન કરતાં આપના ધારેલ કામમાં યશસ્વી નીવડી સુખી થાઓ. એવો મારો આશિર્વાદ છે. ” પદ્મકુંવરીએ આશિષ દીધી.

“ નાથ ! શું આપ આવતી કાલે સવારે જ મુસાફરીમાં જવાના છો ? મને પદ્મકુંવરીબાએ સર્વ હકીકત જણાવી છે. હવે મારી એક અરજ સ્વીકારશો ? આપને કયા સ્થળે જવું એ સંબંધી કાંઈ નહિ બોલું ” મદનમંજરીએ પ્રેમસાગર પાસે માગણી કરી.

“ જો મને હરકત નહિ હોય તો તમારા કહેવાને કબુલ રાખીશ. માટે બોલો શું કહેવું છે ?” પ્રેમસાગરે પુછ્યું.

“ પ્રીતમ ! માગવાને એટલું જ છે કે ‘ જ્યાં આપ ત્યાં આ દીન કિંકરીને રાખો ’ હવે આપનો વિયોગ આ જળ વિનાની માછલી સહી શકશે નહિ આપ રણશૂર-વિદ્વાન્-દયાળુ-ક્ષમા-ધાર્મિક-ઉદારિકાદિ ઉત્તમ ગુણોએ અલંકૃત હોઇ જે સ્થળે જશો તે સ્થળે આનંદમાં જ હશો. પરંતુ આ અબળાને અનેક કુશંકાઓ ઉપજશે. વળી હું સ્ત્રી જાતિ હોઇ મારાપર અનેક વિઘ્ન થવા સંભવ રહેશે. ત્યારે તેનું નિવારણ આપ સિવાય અન્ય કરી શકશે નહિ. એટલે મારો અને આપનો વિયોગ આ જગતમાં હમેશને માટે રહેવાનો. બસ, મારે જે યાચના કરવી હતી તે બોલી દીધી છે માટે સ્વીકાર કરવા અરજ છે.” મદનમંજરીએ પોતાની માગણી સ્વીકારવા કહ્યું.

પાએક કલાક વિચાર કરી અમુક નિર્ણય ઉપર આવતાં પ્રેમસાગર બોલ્યો. “ પ્રીયે ! તમારી માગણી કેટલેક દરજ્જે મને યોગ્ય લાગે છે. પરંતુ મારે કયાં જવું છે, એ કાંઈ ચોક્કસ સ્થળ નથી તેથી રસ્તામાં અનેક ઉપાધિ થવા સંભવ રહે છે. માટે એટલું તો હું ચોક્કસ કહું છું કે જે સ્થળે મારી યોગ્યતા થઇ તે સ્થળે જેમ બને તેમ જલદી હું તમોને બોલાવી લઇશ. ત્યાં સુધી તમો આંહી જ રહો. ”

“ જેવી આપની મરજી હવે હું આપની ના મરજી છતાં જીકર કરી, બળાત્કારે મારા વિચારને આગળ કરીશ નહિ. તેમ કરતાં થતાં ફળને મેં સોસ્યું છે. માટે આપના હુકમ મુજબ આંહી બેન પાસે રહી આપના કલ્યાણનું ચિન્તવન કરી ભગવત્ સ્મરણમાં દિવસો કાઢીશ.” મદનમંજરી.

સવાર થતાં શુભ મુહુર્ત જોઈ પોતાની બ્હેન પોતાના બનેવી અને મદનમંજરીની રજા લઇ. પ્રેમસાગર પ્રવાસે નીકળી પડ્યો.

સૂર્યાસ્તને અરધો કલાક બાકી રહેવાથી શહેરની સ્ત્રીઓ નજી-કના એક સુંદર સરોવરમાં જળ ભરવા ઉતાવળે પગલે જતી આવતી હતી; કેટલીક ત્રણ ચારનું મંડળ મળી ગામ ગપાટા મારતી હતી; સરોવર ઘુંટણભર જળમાં ઉભા રહી કેટલાક બ્રાહ્મણો સાયં સંધ્યા કરતા હતા, કેટલાક કર્મથી પરવારી પોતાના ઘર તરફ પ્રયાણ કરતા હતા કેટલાક પુજનની સામગ્રી તૈયાર કરવા પાસેના એક પબ્લિક બાગ-માંથી પુષ્પો ચુંટતા હતા; ચારો ચરી આવેલ ગાય વગેરે જાનવરો સરોવરમાં પાણી પી પોતાનાં વીખુટાં રહેલ વત્સને મળવાની ઇચ્છાએ જોરથી શહેર તરફ વળતાં હતાં, આવા વખતે પ્રેમસાગર પોતાના અશ્વ ઉપરથી ઉતરી તેની લગામ પકડી કુંદનપુર શહેરના તે સરોવર તરફ જવા લાગ્યો. રસ્તાના પંથના પરિશ્રમ તથા તૃષાથી શિથિલ થએલ અશ્વ ધીમે પગલે પ્રેમસાગરની પછવાડે ચાલ્યો આવે છે; પ્રેમસાગર ઇશ્વરી મહાન શક્તિનો વિચાર કરતો; સ્ત્રીઓના અંદર અંદર બોલવાના ભા-વાર્થને સમજી હસતો; કોઇ કોઈ સ્ત્રીઓના બિભત્સ વચનો સાંભળી અંતરમાં તેઓને તીરસ્કારતો સરોવરને કાંઠે આવી લાગ્યો. અશ્વને જળપાન કરાવી, પોતે પણ જળપાન કર્યું. ત્યાંથી શહેરમાં જવાના ઇરાદે રવાના થયો. થોડે દુર ચાલ્યો એવામાં એક સાનંદાશ્ચર્ય પામવા જેવો બનાવ થયો.

પ્રૌઢાવસ્થાએ પહોંચેલી ગૌર અને મોહક કાન્તીવાળી, મજબુત બાંધાવાળી; જેણે સાદી પણ મધ્યમ કીંમતવાળી કાળી સાડી પરિ-ધાન કરેલી છે; બંને હાથમાં રાજમંદિરમાં શોભે એવાં મુલ્યવાળાં બે કંકણો પહેરેલાં છે; તેના મોં માંહેલા આગલા ચાર દાંતમાં સુવર્ણની રેખાઓ એ મસીએલ દાંતને અધિક શોભાવે છે; આવી એક સ્ત્રીએ સામેથી આવતા પ્રેમસાગરને પ્રથમ તો નિહાળી નિહાળીને જોયો, પછી નજીક આવતાં તેણે પોતાના પાણી ભરવાના પાત્રને દુર ફેંકી દઈ પુર સ્નેહથી પ્રેમસાગરને ભેટી પડી બંને આંખમાંથી સ્નેહાળ અશ્રુઓની ધાર પડવા લાગી, આવું જોઇ પ્રેમસાગર ઘણો નવાઇ પા-મ્યો. અરે ! બાઈ ! તમે કોણ છો ? મને શા માટે ભેટી પડયાં ? હું તમને ઓળખતો નથી અને શા અર્થથી તમારી આંખોમાંથી નીર વહ્યાં કરે છે !

"બાઈ ! હું ભુલી. મારો એકનો એક પુત્ર આજે ત્રીશ વર્ષથી કોઇ સ્થળે ચાલ્યો ગયો છે. તેની કાન્તી અને આપની કાન્તી એક સરખી હોઇ મેં જાણ્યું મારો પુત્ર છે. અને તેથી જ વાત્સલ્ય સ્નેહે ભેટી પડી. મારાથી થએલ અવિનયને માટે માફ કરજો. આપ કોણ છો ? કયાં જતા હતા ?" પેલી સ્ત્રીએ પૂછ્યું.
"બાઈ ! હું એક ક્ષત્રિય છું. અને કોઇ મોટા રાજ્યના રાજાપાસે નોકરી કરવાના ઇરાદે નીકળ્યો છું. આ શહેરના મહારાજા સર્વ રાજાઓના અધિષ્ટાતા ચક્રવર્તિ છે તેથી તેમની પાસે જ નોકરીની યાચના કરવા વિચાર છે. તેથી આજની રાત્રિ કોઇ ધર્મશાળામાં ગુજારી સવારે મારી મરજી મુજબ કરીશ." પ્રેમસાગરે પોતાની ઇચ્છા જણાવી.

"ભાઈ ! ધર્મશાશાળામાં શા માટે રહેવું પડે ? મારે ત્યાં જ પધારો. હું આપની યોગ્યતા બરાબર સાચવીશ. કેટલીક બાબતમાં મારી સલાહ આપને ઉપયોગી થઇ પડશે. મારે પુત્ર નથી તેથી આપજ મારા પુત્ર છો એમ માની આપના દર્શનથી પુત્ર સુખ અનુભવીશ. આપ પાંચેક મિનિટ ઉભા રહો હું પાણીનું બેડું ભરીને આવ્યા પછી મારી પછવાડે પછવાડે ચાલ્યા આવજો" સ્ત્રીએ ઘણા આનંદપૂર્વક કહ્યું.

"ઠીક બાઈ તમે મને પુત્ર તરીકે માન્યો તો હું આપને માતા તરીકે માની મારી ફરજ બજાવીશ. માટે આપ પાણી ભરી લાવો. હું આંહીજ ઉભોછું." પ્રેમસાગરે પેલી બાઇનું આમંત્રણ સ્વીકાર્યું.

"માણસો વાતો કરે છે કે કોઈ કોઈ શહેરમાં ધુતારાઓ રહેછે. અને નદી કાંઠે ઉભા રહી કોઈ મુસાફર નીકળે તેને ભોળવી પોતાને ઘેર લઈ ગયા પછી તેની પાસેનું દ્રવ્ય હરણ કરી તેનો જાન પણ લઈ લે છે. તો આ ધુતારી તો નહિ હોય ? મને જાણ્યા સિવાય એકદમ ભેટી પડી પુત્ર તરીકે માન્યો. આ બધું કૃત્રિમ વ્હાલતો નહિ હોય ? અરે ! ગમે તેમ હશે પણ મને શી હરકત હતી ? આ અનુભવ પણ લેવો જોઇએ. બીચારા ઘણા મુસાફરોને ફસાવ્યા હશે તે સઘળા પાપનું ફળ આજે મારાથી મળી ચુકશે. માટે જરૂર જવું." પ્રેમસાગર આત્મગત વિચાર કરે છે તેવામાં પેલી સ્ત્રી પાણી ભરી આવી એટલે તેની પછવાડે પછવાડે પ્રેમસાગરે અશ્વારૂઢ થઈ ચાલવું શરૂ કર્યું. પાએક માઇલ ચાલ્યા પછી શહેરની અનેક ગલ્લીઓ પસાર કર્યાબાદ પેલી સ્ત્રીનું ઘર આવ્યું.

" ભાઇ અશ્વ ઉપરથી નીચે ઉતરી. અંદર આવો. આંહીં આપ નિર્ભય છો અને આ ઘર આપનુંજ છે એમ માની આનંદથી નિવાસ કરો. " સ્ત્રીએ કહ્યું.

પ્રેમસાગરે અશ્વ ઉપરથી ઉતરી નાજુક પણ સુશોભિત ઘરમાં પ્રવેશ કર્યો. એક ઓરડામાં બીછાવી રાખેલા પલંગપર આસ્તેથી બેઠો. પેલી સ્ત્રીએ અશ્વને અંદર લઇ એક ખીલા સાથે રસીએ બાંધી જીન ઉતારી પેલા પ્રેમસાગર સામે આવીને બેઠી.

" માતુશ્રી ! આવા મોટા મકાનમાં શું આપ એકલાજ રહોછો ? " પ્રેમસાગરે પુછ્યું.

" દીકરા ! મારૂં વૃતાંત બહુ વિચિત્ર છે. હું આપને ભેટી પડી અને આંહી લાવી. વળી આ ઘરમાં મારા સિવાય કોઈનો નીવાસ નથી તેથી આપને મારા પ્રત્યે અનેક શંકા રહેશે. અને તે સ્વાભાવિક છે. પણ આપની તે શંકા હું દુર કરૂં છું રસ્તામાંથીજ આપની શંકા જતી રહેત પણ અવકાશ નહોતો. હું એક રાજાની પુત્રી હતી મારૂં નામ 'મનોહરી' આંહીના રાજાએ મારા પિતા પર ચડાઇ કરી. લડાઇમાં મારા પિતા કામમાં આવી જતાં મારી માતાએ સહગમન કર્યું તે વખતે મારી બાર વરસની કીશોર અવસ્થા હતી. રાજાએ મને પકડી લઇ આંહી પોતાની રાણી કુમુદાવતીની પાસે એક દાસી તરીકે રાખી, જેમ જેમ હું યોગ્ય ઉમરની થતી ગઈ તેમ તેમ મારી બુદ્ધિ પ્રભાવે દરેક કાર્યમાં સલાહમાં કુમુદાવતીને એક સખી તરીકે આનંદ આપવા લાગી. રાણી સાહેબ પણ મને પોતાની એક ન્હાની બેન સમાન માની માન આપતી અને સખીના ઉપનામે બોલાવતી. કેટલીક મુદતે રાજાએ બીજી રાણી કરી, અને તે નવી રાણી મારાં બાઇ કરતાં વધારે સૌન્દર્યવાળી હોવાથી તેનાપરજ પ્રીતિ રાખી રાત્રિ દિવસ તેના મહેલેજ રાજા જવા લાગ્યા. એ નવી રાણીમાં સૌન્દર્ય હતું પણ તેવા ઉજવળ ગુણોનો આવિર્ભાવ પ્રભુએ બક્ષો ન હોતો. હું તે નવી રાણીના કેટલાક વિચારોમાં વિઘ્ન કરતા છું એમ સમજી એક મહાન આરોપ મારા શિર ઓઢાડયો. રાજાની તથા મારાં બાઈની મારા પરની પ્રીતિ એકદમ ઘટી ગઇ. એટલુંજ નહિ પણ મને આ શહેરની હદબહાર ચાલ્યા જવાનું ફરમાન થયું. એટલે આજે ત્રીશ પાંત્રીશ વરસ થયાં આ સ્થળે ગુપ્ત પણે રહી મારી જીંદગી ગુજારૂંછું. પેલી દુષ્ટ નવી રાણી કે જેનું નામ પ્રભાવતી છે તેણે પ્રથ-

મને મારી બાઈ કુમુદાવતી સખીપર બહુ સ્નેહ બતાવ્યો તે સ્નેહમાં મારી બાઈ તેને પોતાની બ્હેન સમાન માનવા લાગી. પણ પેલીએ વિશ્વાસઘાત કરી બે ત્રણ વરસમાંજ રાજાની અપ્રીતિ તેના ઉપર કરાવી હવેથી કોઈ દિવસે મહારાજાના દર્શન મારાં બાઈશ્રીને થતાંજ નથી આજે પચીશ વર્ષ થયાં તેઓએ પોતાના પ્રાણેશનું મુખ સરખું દેખ્યુ નથી. મને કાઢવામાં એ દુષ્ટનોજ હાથછે. એમ મારા ભોળાં બાઇને માલુમ પડતાં હવે મને ઘણાં યાદ કરે છે પણ મારાથી તેમની પાસે જવાય એવું રહ્યું નથી. આ પ્રમાણે મારી હકીકત છે. આપને પણ અહીંજ નોકરી કરવી છે તો પ્રભાવતી રાણીથી અને તેના ભાઈ ચંદ્રગુપ્ત જે સેનાપતિની જગાએ છે તે દુષ્ટથી સાવચેત રહેજો ખુદ મહારાજા જો કે તેનાથી નારાજ છે. પરંતુ કાંઇ બોલી શકતા નથી સૈન્ય બધુ તેના કબજામાં તેથી બંડ કરી પોતાને હરકત પહોંચાડે એવો ડર રહે છે. રૈયતજન પણ એ દુષ્ટનાં અધમ કૃત્યોથી એકદમ નારાજ છે પણ એ નારાજી મનમાંજ રાખવાની ! આવો રાક્ષસી સ્વભાવવાળો છે માટે તેનાથી પ્રપંચે રમશો. વખત આવે મારી સલાહ તમોને ઉપયોગી થશે માટે આફત સમયે મને જણાવજો." મનોહરીએ પોતાનો વૃતાન્ત કહ્યો.

"માતુશ્રી ! આપે રાજ્યનાં પાત્રો સંબંધી જે અગત્યની સુચના આપી તે ખાતે આપનો ઉપકાર માનુંછું. આપે નિઃસ્વાર્થ પરાયણ વાત્સલ્યસ્નેહે મને શ્રેયસ્કર બાબતોનો અનુભવી કર્યો, તો હું આપને મારાં પુજ્ય માતુશ્રી તરીકે માન આપીશ "પ્રેમસાગરે નીખાલસ દીલથી આનંદ પૂર્વક કહ્યું.

"ભાઈ હું પણ આપને પુત્ર તરીકેજ લેખુંછું રસોઈ તૈયાર છે માટે જમીલો." મનોહરીએ કહ્યું.

પ્રેમસાગરે સ્નાન કરી જમી લઇ ઓરડામાં બીછાવેલ પલંગપર શયન કર્યું ઘણા દિવસની મુસાફરીના પરિશ્રમથી તળાઇપર લોટતાંની સાથેજ ભરનિદ્રામાં પડયો.

પાસેના બીજા ઓરડામાં સુતેલ પેલી મનોહરીને ઉંઘ આવે નહિ. તે બે ચાર વખત પ્રેમસાગર વાળા ઓરડામાં આવી ગઇ પણ તેને તંદ્રાવસ્થામાં જોઇ પાછી ચાલી જતી. આમ થતાં રાત્રિના બાર વાગ્યાના સુમારે મનોહરી પ્રેમસાગર પાસે આવી ત્યારે તેને ભર ઊંઘમાં દીઠો એટલે આસ્તેથી તેની કોટે બાંધેલ પેલો ત્રાંબાનો જંત્ર

છોડી લઈ પોતાના ઓરડામાં ગઇ. આ જંત્રને બે પત્રાં હતાં તે જુદાં પાડયાં તો અંદરથી એક પત્ર મળ્યો આ પત્ર ઉખાડી વાંચતાં તેને જે આનંદ થયો તેવો આનંદ પોતાની જીંદગીમાં આ પહેલોજ થયો હશે એવું તેનો ચ્હેરો નીરક્ષણ કરનાર સામા માણસને થયા વિના રહે નહિ. પોતાનો ભાગ્યોદય આ નરથી થશે એમ માની ઇશ્વરનો આભાર માનવા લાગી. પેલો જંત્ર જેમનો તેમ સાંધી દઇ પ્રેમસાગરની કોટે બાંધી દઈ પોતાના ઓરડામાં આનંદથી સુઈ ગઇ.

સવારે કંસાર વગેરે ઉત્તમ ભોજન તૈયાર કરી પ્રેમસાગરને આનંદથી પુત્ર ભાવે જમાડયો. દશ વાગવાનો અમલ થયો એટલે ઘોડાના જીનને કસી દઇ, પ્રેમસાગરને તૈયાર કર્યો. પ્રેમસાગર અશ્વપર સ્વાર થઇ, મનોહરીએ દર્શાવેલ રસ્તે અશ્વને હંકાર્યો.

શહેરના મકાનોની સફેદાથી સ્ફાટિક મણીમય દેખાતી દીવાલોની પ્રભામાં પ્રભાતચંદ્રિકા પડયો હોય એમ ભાસે છે તેવા ભવ્ય મકાનમાં ગાન કરતી સ્ત્રીઓના અધિક મધુર સ્વરથી આકૃષ્ટ થતા સૂર્યના અશ્વ નીચે મુખે ચાલે છે. અને સ્ત્રીઓના મુખ ઉપર વિકાશીત કમળને ચુંબન કરતો હોય એમ જણાય છે. આ નગરીમાં અંધકાર કદી ન પડવાથી ચક્રવાક પક્ષિઓના દ્વંદ્વને વિયોગ પડતો તથી, સુરત પ્રદિપોવ્યર્જ જેવા લાગે છે. અને કામિનીઓની ભુષણ પ્રભાને લીધે કામાગ્નિનો જાણે દિનદાહ સળગ્યો હોય એવો ખ્યાલ થાયછે; મહેલના શિખર ભાગમાં બેઠેલી ત્યાંની પુર સુંદરીઓનાં મુખ જોઇને જાણે કામાવેશ થયેલા રવિ શીતળ થયેલી મણિભુમિઓ ઉપર પોતાની પ્રતિમાના છળમાં આળોટે છે; તે નગરીના મકાનોમાં પાંજરાંમાં રહેલ શુક સારિકાઓ અતિશય ઉંચે સ્વરે રામથી રાગ ગાય છે; તેની શોભા પાસે અમરાવતીની શોભા ગણત્રીમાં ન હોય તેવા કુન્દનપુર શહેર ને ફરતો ચુનાથી ધોળેલો પર્વત જેવો મજબુત કોટ, બાર દરવાજા સાથે દશ નાની બારીઓએ અલંકૃત હતો. અંદરમાં બાર વિશાળ બજાર, મોતી હીરા માણેક સૂવર્ણ રૂપું, કાપડ, દાણા દુણીના વેપારે અધીક શોભતી હતી; બાર બજાર જે વિશાળ ચોક પાસે ભેગી થાય છે તે ચોક જોતાં અતિ શોકાતુર મનુષ્યનો શોક નષ્ટ થયા વિના રહેતો નથી. આવી દીવ્ય શોભાએ અલંકૃત કુન્દપુર શહેરનું અવલોકન કરતો પ્રેમસાગર રાજદરબારમાં આવી પહોંચ્યો. તેની શોભાનું વર્ણન કરવું અશક્ય જ હતું. પોતે સ્વર્ગમાં

રહેલી અમરાવતીમાં ગમન કરતો હોય એવો ભાસ પ્રેમસાગરને થયો. કચેરી હૅાલ તરફ જતાં તેને જોઈ દ્વારપાળો નમન કરવા લાગ્યા. હૅાલ નજીક આવતાં અશ્વ ઉપરથી ઉતર્યો એટલે એક રક્ષકે અશ્વની લગામ પોતાના હાથમાં લઇ લીધી. સભામાં દાખલ થતાં સન્મુખ હજારો નૃપતિઓની વચમાં ભવ્ય અને સુશોભિત કીંમતી સિંહાસના રુઢ થયેલ રાજા, જાણે ઇંદ્રના વજ્ર પ્રહારની બીકે ભેગા થયેલા પર્વતોમાં મેરૂ હોયની ! એવો શોભતો હતો તેની નાસિકા ઉંચી અને નેત્ર શ્વેત કમળ જેવાં હતાં; નિર્મળ સુવર્ણ પટ્ટ જેવું વિશાળ તથા સકળ ભુવનના રાજ્યાભિષેક જળથી પવિત્ર થયેલું તેનું કપાળ હતું, તેણે આ વખતે સુગંધી માલતી કુસુમનો હાર પહેર્યો હતો, તે ધર્મની લાગણીવાળો, કોપમાં યમ સમાન; અનુગ્રહમાં કુબેર; પ્રતાપમાં અગ્નિ, હાથમાં પૃથ્વી; ચક્ષુમાં લક્ષ્મી, જીભમાં સરસ્વતિ; મુખમાં ચંદ્ર, બળમાં પવન, બુદ્ધિમાં બ્રહસ્પતિ, રૂપમાં કામ અને તેજમાં સૂર્ય સમાન હોય એવા ચક્રવર્તિ મહારાજા કુન્દનસેનને જોઇ તેને તથા સભા મંડપને નીચા નમી પ્રેમસાગરે નમન કર્યું. પ્રેમસાગરના સભામંડપમાં આવતાં થતા પગના પડઘાથી સભાસદોની તથા મહારાજાની શ્રવણેંદ્રિય મારફત અંતઃકરણ પ્રેમસાગર તરફ વળ્યાં પ્રેમસાગરની ચાલાકી તેનો સાદો પણ શરીરને બંધ બેસતો પોશાક અને તેજસ્વી મુખ કમળનો ચળકાટ જોઇ, સઘળા એક નિમેષે તેને જોવા લાગ્યા. તેના તારા ગણ વિનાના ચંદ્રસમાન મુખારવિંદ ઉપર, ક્રીડાના શ્રમથી તુટેલા હારમાંથી પડતાં મુક્તાના ઢગ જેવા દેખાતાં અને કપાળમાં અષ્ટમીની ચંદ્રકળાપર પ્રકાશતાં અમૃત બિન્દુઓને હરાવે એવા સ્વેદ બિન્દુઓ તેના ઉતમ ગાલોપર જણાતાં હતાં; તેના મુખ મ્યાન ઉપરથી તે સકલોપ જીવી છતાં પણ તેનો વિભવ પ્રણયી જન જ ભોગવતા હોય; વિરછતાં તે વિનયી હોય પ્રિયવાદ છતાં વખત પરત્વે સત્યવાદી હોય; અભિરૂપ છતાં સ્વપત્નિથી જ સંતુષ્ટ હોય; કામાર્થપર છતાં ધર્મોત્તેજક હોય; અતિ વિર્યવાન છતાં પરલોકથી ડરનાર હોય; સંસારિક વિવિધ વિષયના જ્ઞાનવાળો હોય; ઉદાર–ચતુર-મંદ હસીને બોલનાર હોય; પરિહાસમાં કુશળ હોય; સર્વ પરિહાસમાં કુશળ હોય; સર્વ દેશી ભાષામાં પ્રવિણ હોય, વક્રોક્તિમાં નિપુણ હોય, આખ્યાયિકા તથા આખ્યાનના અભ્યાસથી ચતુર હોય; શ્રુતિ સ્મૃતિપર ભાવનાવાળો; સુભાષિતપણાના વ્યસનવાળો, અને સ્વ-

ભાવે શાન્તિ-ગંભિર હોય એવો જણાતો ગૌર કાન્તિવાન પ્રેમસાગરને પોતાની સામે વિનય-નિડરપણે ઉભેલો જોઈ મહારાજા કુન્દનસેન પુછવા લાગ્યો. આપ કોણ જ્ઞાતે છો? કયાં રહો છો? શા અર્થે અત્રે પધારી મારા શહેરને કૃતાર્થ કર્યું?

" મહારાજાધિરાજ ! હું ક્ષત્રિય છું. દુર દેશનો રહેનાર છું આપના ગુણ તથા રાજ્યનીતિની પ્રસંશા સાંભળી આપની સેવામાં રહેવાના ઈરાદે આવ્યો છું માટે મારા લાયક કામ સોંપી મારી કદર પીછાણવા વિનંતિ છે. " પ્રેમસાગરે જવાબ દેવા સાથે નોકરીની માગણી કરી.

" ઘણું સારૂં. તમારા જેવા શુરવીર વીરનર મારા રાજ્યમાં રહેવા માગે છે. જાણી હું પોતે ભાગ્યશાળી સમજું છું. તમને ઉપ-સેનાપતિની ખાલી જગોએ વરસના વીશહજાર મોહોરના દરે નીમું છું. આગળ ઉપર વિશેષ વિચાર કરીશ. માટે એક નિષ્ટાથી કામ કરો " કુન્દનસેને જગ્યા આપી.

"જેવી મહારાજાધિરાજની મરજી પ્રેમસાગરે પદવીનો સ્વીકાર કર્યો.



# પંચવિંશ પરિચ્છેદ.

## ક્ષાત્રિય ધર્મ પ્રસંગ.



કુંદનસેન મહારાજાએ એક અજાણ્યા માણુસને મોટી પદવી આપી દીધી તેથી સેનાપતિ પોતાના હૃદયમાં બળવા લાગ્યો. તેની મરજી એ ખાલી જગાપર પોતાના જાણીતા કોઈ માણુસને નીમી પોતાના બળમાં વધારો કરવાની હતી; એ નષ્ટ થઇ, તેથી પ્રેમસાગર ઉપર ઈર્ષાઇ લાગણીથી કોઇ પ્રકારે મહાન આરોપ ધરી આંહીથી કાઢવો, આવો વિચાર તેજ વખતે પાપીના દુષ્ટ અંતઃકરણમાં થયો હતો.

પ્રેમસાગરને ઉપસેનાપતિની જગો મળી તેમાં સર્વ રૈયત મંડળ ખુશી હતુ કારણુ હવે લશ્કરી બળમાં બે વિભાગ થશે અને સેનાપતિનાં દુષ્કૃત્યોનું ફળ પોતાને ઓછું ભોગવવું પડશે; પોતાની સ્ત્રી, દીકરી, વહુઓની લુંટાતી લજ્જા, અને લાંચથી થતી ખુવારી બંધ પડશે.

પ્રભાવતી રાણીના પ્રેમની ખાતર રાજાથી ચંદ્રગુપ્તને સેનાપતિની જગો આપતાં અપાઇ ગઇ પણુ સાપે છછુંદર ગળવા જેવું થયું હતું. તે એટલો ઉન્મત્ત થયો હતો કે રાજાથી કાંઇ બોલી શકાતું નહિ. કેમકે લશ્કરી કબજો તેના હાથમાં હોઇ પોતાને નુકશાન પહોંચાડવાની બીક રહેતી હતી. ઉપસેનાપતિની ખાલી પડેલી જગા ઉપર ચંદ્રગુપ્તે એક પોતાના જેવાજ નીચ ક્ષત્રિય માટે ભલામણુ રાજા પાસે કરી હતી, પરંતુ રાજાને એ માણુસ કોઈ રીતે પસંદ નહિ હોવાથી બહાના દઇ હા ના કહેતો હતો તેવામાં પ્રેમસાગરનું આવાગમન થતાં મહારાજાને અનુકુળ થયું. ચંદ્રગુપ્તનો એટલે દરજ્જે નીમકહરામ વિચાર હતો કે વખત પરત્વે મહારાજાને મારી પોતાને ગાદીનશીન થવું. આ તેના દુષ્ટ વિચારની રાજાને માલુમ પડી હતી અને તેટલા માટેજ કોઇ બીજા શુરવીર નરની શોધમાં હતા, તેવામાં પ્રેમસાગર જઈ ચડેલ એટલે એને આપવાની જગાનો રાજાને વિચાર કરવાની જરૂર રહી નહોતી.

પોતાને ઉપસેનાપતિનો હોદ્દો અને પોશાક મળ્યો તે લઇ પોતાની ધર્મ સ્વરૂપે માનેલ માતા પાસે આવ્યો.

" માતુશ્રી ! આપના શુભાષિર્વાદ વડે આજે હું આ રાજ્યના લશ્કરનો ઉપ સેનાપતિ થયો છું " પ્રેમસાગરે મનોહરીને દ... પ્રણામ કરતાં કહ્યું.

" આ વીરરત્ન વડે મારો ભાગ્યોદય થશે. ખરેખ મહારાણીની પ્રીતિપાત્ર બનીશ દુષ્ટ પ્રભાવતીનાં પગલાં આના વડેજ જશે. આહા ! ઇશ્વરી શક્તિ કેટલી છે ? ર... પણ ખ્યાલ નહોતો કે આ રત્ન ફરી વખત મને સાંપડશે હું ગઇ કાલે તેને ભેટી પડી હતી તેમાં જરા પણ ભુલ ખાધી નથી. મારી એક નિષ્ટાથી રાજ્ય ભક્તિનું ફળ ઇશ્વરે આપ્યું ખરૂં. ઠીક હવે આખર સુધી જે થાય તે જોયા કરવું. મહારાણી ! ધન્ય છે તારી ચતુરાઇને ! ધન્ય છે તારાં અકળીત ડહાપ... તને મૂર્ખ ગણુતી હતી. એ મારી હવે ખાત્રી થઇ કે હુંજ મૂર્ખ છું ...ન જણાય છે કે તેં પોતે કરેલ ચિન્હો, આજે ત્રીશ વ... ...થી તુ જ પીછાણી શકીશ નહિ. ...ન અબળાને ઇશ્વર સદૈવ દુખીર ખ ...યો છે એ નક્કી જાણજે. અરે ! તારો અને રાજ્યનો પણ વાદળાંથી ઢંકાઇ રહે ...ણ હજી અરૂણનો સમય વ્યતિત થયા પછી ...રીતના પોતાના ભલાનું ચિન્તવન કરતી મનો... ...ગરને આશિર્વાદ આપ્યો.

...ી ! હવે આપ મારી સાથે મને મહારાજાએ આપેલા ...રો. " પ્રેમસાગરે કહ્યું.

"ભાઇ ! હું તમારી સાથે આવી શકીશ નહિ. કેમકે જો દુષ્ટ સેનાપતિને મારી જાણ થાય તો મારી સાથે તમારા પણ બુરા હાલ થાય માટે મને આંહીજ રહેવા દઇ તમે આનંદથી મહેલે જાઓ. હમેશાં એક વખત દર્શન સુખ આપતા જશો એટલે આનંદ માનીશ કોઇ વખતે રાજ્ય પ્રકરણી બાબતમાં મુંઝાઓ ત્યારે મારી સલાહ મુજબ કરજો એટલું કહું છું " મનોહરી

"માતાજી ! મારૂં કહેવા યોગ્ય આ જગતમાં ફક્ત આપજ છે આપને પૂછ્યા સિવાય પાણી પણ પીશ નહિ. મને આ હોદ્દો

મળવો એ આપના આશિપનું ફ્ળજ છે. હું હમેશાં આપનાં દર્શ બે વખત કરી જઈશ " પ્રેમસાગરે પુજ્ય ભાવ બતાવ્યો.

પ્રેમસાગર હવેથી મહારાજાએ તેને બક્ષિસ કરેલા એક ઉત્તમ મેહેલમાં રહેવા લાગ્યો. તેના સદ્દગુણ પ્રભાવે તે રૈયત જનોની અ પ્રીતી પાત્ર થયો અને લશ્કરી માણુસોમાં તો એક ઇશ્વર તરીકે ગણાયો.

ચંદ્રગુપ્ત દરેક રીતે પ્રેમસાગરનું માન ઘણી સારી રીતે રાખતે પણ હૃદયમાં હલાહળ વ્યાપ્ત હતું. પ્રેમસાગર પણ તેના ઉપરના સ્નેહને જાણ્યા સિવાય તેનાથી ઠગાય તેવો નહોતો. વળી સૈનીકો પોતાને જેટલું માન આપે છે તેથી વિશેપ માન પ્રેમસાગર પ્રત્યે ધરાવે છે. તેથી તેની ઇર્પામાં વધારો થયો કોઇ પણ ઉપાયે તેનો નાશ થાય એવો ઉપાય કરવા લાગ્યો. મહારાજા પાસે પ્રેમસાગરનું માન અત્યંત વધવા લાગ્યું તેથી તેણે જાણ્યું કે હવે તરતમાં જો કાંઇ નહિ થાય તો આપણુને ધક્કો જાય ચંદ્રગુપ્ત પોતાના અંતઃકરણમાં વિચારો લાવે પણ કોઇ રીતે [illegible]માં રાજા થઇ નહિ એમ તેની ખાત્રી થઈ બે વરસ [illegible]

"નામદાર ! મારી એક અરજ છે હુકમ [illegible] પોતા ઉપર ખુશ જોઇ સેનાપતિએ કહ્યું.

"શું કહેવા માગો છો ?" રાજા.

"હજુર ! ચંદ્રપુરના રાજા પદ્મસેન ઉપર [illegible] કરી હું પણ બે વખત ઘણું લશ્કર લઇને [illegible] જીતાઓ નહિ. એ આપણી મહાન્ કીર્તિને કલંક રૂપ [illegible] યતો હું ત્રીજી વખત લડાઇ કરવા જાઉં. કેટલાક રાજા હાંસી કરે છે તે મારાથી સંભળાતી નથી " સેનાપતિએ વાત.

"ચંદ્રગુપ્ત ! એ રાજાને જીતવો એ અતિ દુર્લભ છે. કારણ દુરની મજલ, રસ્તો વીકટ અને હવા ખરાબ વળી તેની પાસે જાદુઇ વિદ્યા છે. તેથી આપણે ગમે તેવા તલવાર અને ભાલાથી લડવામાં હુશીયાર હોઇશું પણ ફાવીશું નહિ. જ્યાં ઉના ગોળાનો વરસાદ વરસે ત્યાં તલવાર ભાલા શું કામ કરી શકે ? હું પણ જાણું છું કે આપણા ચક્રવર્તિ પણામાં એટલી ખાંપણ છે પણ તે નિવારવાને આપણે સર્વ થા નિરર્થક છીએ." રાજા.